महा कवि श्री भास विरचित

# પાંડવ ગુપ્ત નિવાસ

અથવા

## પંચરાત્ર

( સાક્ષર શ્રી મંજુલાલ દવેના આમુખ સહિત )

તથા

## મધ્યમ વ્યાયોગ

અનુવાદક

ઈશ્વરલાલ વીમાવાળા

૦—૧૨—૦

મુદ્રક અને પ્રકાશક

નટવરલાલ મૂળચંદ વીમાવાળા

ગાંડીવ મુદ્રણાલય

કેળાંપીઠ

સુરત





મુખ્ય વેચનાર—

ગાંડીવ સાહિત્ય મન્દિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

આવૃત્તિ બીજી

પ્રત ૫૦૦

કુલ ૧૦૦૦

સને ૧૯૨૩

સંવત ૧૯૭૯

"વર્ધાના રાજા"



શેઠ જમનાલાલ બજાજ

# સવિનય સમર્પણ

શ્રીમાન શેઠ

જમનાલાલ બજાજની સેવામાં,

વર્ધા.

અનેક લોકોપયોગી કાર્યના ઉદારચિત્ત પ્રણેતા તરીકે; જનસેવાના ઉત્તમ માર્ગોના અહર્નિશ વિહારી તરીકે; અસંખ્ય રાજકીય, સામાજિક, નૈતિક તેમજ ઔદ્યોગિક પ્રવૃત્તિઓના પ્રયોજક તરીકે; વિદ્યા, સાહિત્ય, કળા, વિજ્ઞાન, જાતિ-સુધારણા અને સ્વદેશાભિમાન જેવાં મહાન ક્ષેત્રોના ઉત્તેજક તથા પોષક તરીકે, હું આપને સમીપમાંજ જોઉં છું, તો આ ગ્રંથ-સમર્પણ માટે અન્ય સ્થાન ખોળવા વ્યર્થ પ્રયત્ન શા માટે કરૂં ?

આપનો ઉપકૃત,

છબીલદાસ? ધીરજલાલ વીમાવાળા.

## — અનુક્રમ —





# આમુખ

सन्मार्गालोकनाय व्यपनयतु
स वस्तामसीं वृत्तिमीशः।

કવિકુલગુરૂ કાલિદાસને માટે ય સંસ્કૃત વાઙ્મયમાં એક કાળ એવો હતો કે જે સમયે તેમણે ઉપર્યુક્ત ઉલ્લેખ કરવો ઉચિત ગણ્યો હતો. માલવિકાગ્નિમિત્ર નાટકના મંગળાચરણ દ્વારા ભગવાન શંકરને તેમણે વિનવ્યું કે પ્રેક્ષક જનોના ચિત્તમાં વસી પ્રભુ તેમની તામસી વૃત્તિ દૂર કરે, તેમને રૂડા પ્રયોગ જોવા પ્રેરે. કાલિદાસ જેને ‘ રૂડા પ્રયોગ ’ કહે છે તે અન્ય નહિ પરંતુ પોતાનીજ નાટ્યકૃતિ. તે જેને ‘તામસી વૃત્તિ’ કહે છે તે અન્ય નહિ પરંતુ ભાસ અને સોમિલની અદ્ભૂત લોકપ્રિયતાની પરમ પ્રતીતિ. સોમિલની સૌમ્ય

ભવ્ય જ્વાલા હજુ અપ્રકટ છે. ભાસની આભા તેર નિજ તેજમંડલિથી સંસ્કૃત સાહિત્યાકાશમાં પ્રોજ્જ્વલ પ્રકાશે છે.

અનંતતાના કટકા માનવીએ પાડ્યા, ને ત્યારથી વિશ્વની કાલગણુનાનાં બીજ વવાયાં. એ રીતે ભાસનું આ પંચરાત્ર નાટક ઈ. સ. પૂર્વે ૧૫૫માં રચાયું હશે એમ સ્વીકારાયું. આવડી પુરાણી ધનસંપત્તિ પ્રાચીનતાના વસ્તુભંડારમાંથી આજ અર્વાચીન પ્રકાશમાં લાવી નિર્ણય કરવો એ આજની આંખને અઘરૂં તો છેજ, પરંતુ એ વડે જે અપુર્ણતા પૂરાય છે, કાલની જે તૂટક ભાસતી કડીઓ પુનઃ સંકળાય છે, તેજ જો લક્ષમાં લઈએ તો તો સંસ્કૃત પ્રકૃતિની પ્રાકૃત આ પ્રતિકૃતિને નિઃશંક વધાવ્યા વિના નજ ચાલે.

ભાસનાં નાટકોની ઝીણુવટ, એક સ્વપ્નવાસવદત્ત સિવાય તેમની મૃદુલમધુર પદાવલિમાં નથી, તેમ તેમની પ્રલંબ સૂરાવલિમાંય નથી. Drama ( નાટ્ય ) શબ્દની પુણ્યપુરાણુ ભાવનાને સાર્થ કરતા action (કાર્ય)ની સુરસિક ઘટના તે નાટકોમાં સર્વત્ર જળવાયલી છેજ; અને છતાંય ત્યાં સર્વવ્યાપિની સંપૂર્ણતા ને સ્પષ્ટતા તો નથીજ. ભાસનાં નાટકોનો સર્વોપરિ અંશ તો તેમાંની જરીય એકતાનતા ઉપજાવ્યા વિનાની એક પછી એક ગુંથાયલ પ્રસંગોની સરસ પુલગુંથણી. કદી કદી આ પ્રસંગો સર્વસામાન્ય છે, તો કદી કદી તેઓ

ઉંડેરાં ચિંતન ને ભવ્યતાભર્યાં ય નથી એમ નથી. પંચરાત્રમાં આમ સરળ ને ભવ્ય એવા ઉત્તમ ભાવોની રસગ્રંથી વાંચકને જણાયા વિના નહિજ રહે.

એક્કે સ્ત્રીપાત્ર વિહોણા આ નાટકની ઉત્તમતા તેનાં પુરૂષપાત્રોનાં યથાર્થ પ્રકટીકરણમાં પ્રકાશી રહી છે. એક્કેક વાકયમાં તેમની ચારિત્ર્યદીપ્તિ શોભી રહી છે. એક્કેક પ્રસંગમાં તેમની મહાભારત પ્રખર જ્વાલા પ્રજ્વલિત થતી દૃષ્ટિગોચર થાય છે. ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધન, શકુનિ ઈત્યાદી પાત્રો વાંચકના ચિત્ત પર સઘન પ્રભાવ પાડી રહે છે, તેનું કારણ ઉપર કહ્યું તે કાર્યની અદ્દભૂત સામગ્રીજ છે.

ભાષા ને વિચારણાની સરળ, રૂઢ ને પ્રસન્ન શૈલિને માટે પણ ભાસ એક નવ-અભ્યાસીનો સહાયક નિવડે છે. પંચરાત્રમાં તેવા પ્રકારની સરળતા, રૂઢતા ને પ્રસન્નતા છે, ને આ ભાષાન્તરમાંય તે મઝેથી ઉતરી છે, એ કહેવું હવાં અસ્થાને નહિ ગણાય. મૂળ ગ્રંથ ને મૂળ ગ્રંથકાર પ્રતિની અનન્ય ભક્તિ વડે પ્રેરાયલ ભાષાન્તરકારની આ કૃતિ જરૂર મૂળનું ગૌરવ સાચવી રહી છે. અને મારૂં માનવું છે કે ગુજરાતનાં સાહિત્યરસિક સજ્જન સજ્જનીઓ પણ આ પુસ્તકને આદ્યંત વાંચી વિના સંકોચે તે કબુલી શકશેજ. किं बहुना.

સુરત.
તા. ૧૫-૩-૧૯૨૦ }  મંજુલાલ જમનારામ દવે.

# ઉપોદ્‌ઘાત. (પ્રથમ આવૃત્તિનો)

આ નાનકડાં નાટયને લાંબો ઉપોદ્‌ઘાત પહેરાવી આડમ્બરી બનાવવું યોગ્ય તો નથીજ, એટલુંજ નહિ પરંતુ અત્યારના નાજુક દેશકાલમાં તો એક અપરાધ સમાન છે, છતાં એક સ્વાદિષ્ટ અન્નવાની ચખાડયા પછી તેનો નિપુણ બનાવનાર કોણ હશે, અને એમાં શા શા પદાર્થો વાપર્યા હશે ઇત્યાદિ જે સાહજિક—કુદરતી—Involuntary—ઉત્સુકતા મારા યજમાનને ઉદ્‌ભવે તેને હું ન સંતોષું, તો હું ખરેખર મારા અભ્યાગત ધર્મથી ચૂકું. માટેજ સાહસ કરૂં છું:—

## પુનરોદ્ધાર.

'પંચરાત્ર'નો જન્મ તો ઘણાં ઘણાં વર્ષો પૂર્વે થયો હતો; પરંતુ ધૂળમાં દટાયલા એક રત્ન માફક તે કેટલોક સમય સાહિત્યસૃષ્ટિને દૃષ્ટિગોચર થયું ન હતું. તે કયારે લુપ્ત થયું હતું તેનો કાંઇ નિર્ણય થઇ શકતો નથી; પરંતુ માત્ર થોડાંક વર્ષો

થયાંજ એને પુનઃ પ્રકાશમાં લાવવામાં આવ્યું. ઇસ્વી સન ૧૯૦૯ માં, એટલે માત્ર દશ વર્ષ પૂર્વે જ્યારે ત્રાવણકોર સંસ્થાનના મહારાજશ્રી રામવર્માએ પોતાના આશ્રય હેઠળ પ્રાચીન સંસ્કૃત લેખોને પ્રસિદ્ધિમાં આણવા માટે એક સંસ્થા સ્થાપી, ત્યારે 'પંચરાત્ર' તથા બીજાં કેટલાંક નાટકો પંડિત ગણપતિ શાસ્ત્રી નામના એક વિદ્વાન સંસ્કૃત શોધકને હાથ લાગ્યાં. તેઓ કહે છે, કે–

" પદ્મનાભપુરની પાસે મનલિક્કર મઠમાં શોધખોળ કરતાં મને નાટકોનો તાડપત્રનો હસ્તલેખ હાથ લાગ્યો. તેમાં જૂની મલયલમ્ લીપીમાં દરેક પાને દશ દશ લીટીની વીસ ગ્રંથાઓ લખેલાં ૧૦૫ પાનાં હતાં. જો કે એ હસ્તલેખ ત્રણસો કરતાં પણ વધારે વર્ષ પુરાણો હોય એમ લાગતું હતું છતાં પણ તેમાંનાં પહેલાં બાર પાનાંના કોઈ કોઇ ભાગ સિવાય કોઇ પણ સ્થળે અક્ષરો ભુંસાઇ ગયેલા ન હતા. શૈલી અને કલ્પનાની ભવ્યતા મને આપણા ઋષિઓના મહાન ગ્રંથોના જેવી અને મહા કવિઓની વિખ્યાત કૃતિઓમાં માલમ પડે છે તેના કરતાં ઉચ્ચ પ્રકારની લાગી. "

## પંચરાત્રનાં સહોદરો.

પંચરાત્રની સાથેજ પ્રસિદ્ધ થયેલાં–પુનર્જીવન પામેલાં બીજાં નાટકો આ પ્રમાણે છેઃ–સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગંધરાયણ, ચારૂદત્ત, દૂતઘટોત્કચ, અવિમારક, બાલચરિત, મધ્યમવ્યાયોગ, કર્ણભાર અને ઉરૂભંગ આ પછી કેટલોક સમય વીત્યા બાદ કૈલાસપુર શહેરમાંથી ' અભિષેક ' અને ' પ્રતિમા ' નામક બે

નાટકોનો પત્તો લાગ્યો. એ પ્રમાણે પંડિત ગણપતિ શાસ્ત્રીએ કોઇ ઉત્તમ કોટિનાં બાર નાટકોનો પુનરોદ્ધાર કર્યો.

## તેનો લેખક.

ઉપર્યુક્ત સર્વ નાટકોનું યથાર્થ નિરીક્ષણ કર્યા પછી, તેઓમાંની “ family likeness ” હાથ લાગતાં પંડિત કહે છે કે એ સર્વ નાટકો એકજ વ્યક્તિને હાથે લખાયલાં હોવાં જોઇએ. અને એ સિદ્ધ કરવાને તેમણે ભાષાની તેમજ શબ્દપ્રયોગની સમાનતા દર્શાવનાર ઘણાં ચિહ્નો બતાવી આપ્યાં છે જેનો અત્રે ઉલ્લેખ કરવો અભ્યાગતની ઇચ્છા ઉપરાંતનું સ્વાગત થાય એ ભયથી ત્યજું છું.

આ નવીન નાટકોના યૂથમાંનું એક સ્વપ્નવાસવદત્તા છે; અને એજ નામનું એક નાટક મહાકવિ ભાસે રચેલું પરંતુ તે પાછળથી નષ્ટ થએલું એ વાત સંસ્કૃત સાહિત્યવિલાસીઓમાં પ્રસિદ્ધજ હતી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે આ સર્વ નાટકો કવિ ભાસનીજ કૃતિ હશે. જો કે વિદ્વાનોનો એક પક્ષ એ મત વિષે શંકા ધરાવે છે. પરંતુ એવાઓની સંખ્યા અલ્પ છે.

## ભાસનો સમય.

સામાન્ય રીતેજ કોઇ પણ સંસ્કૃત કવિનાં જન્મ-મૃત્યુનાં ચોક્કસ વર્ષો આપવાં એ અત્યંત મુશ્કેલીભર્યું છે, અને તેથી આપણે માત્ર તેઓનો સમય અથવા સૈકો જાણીનેજ સંતોષ માનવો પડે છે; મહાકવિ કાલિદાસ જેવી સુપ્રસિદ્ધ વ્યક્તિના

સમયને માટેજ જો સંસ્કૃત અભ્યાસકો અને શોધકોમાં મતભેદ હોય, તો તેના કરતાં પણ વધુ પ્રાચીન કાલમાં થઈ ગયેલા કવિ ભાસનો સમય નિર્ણીત કરવાનું કાર્ય કઠિન હોય એમાં શું આશ્ચર્ય?

મહાકવિ ભાસ અને તેના લેખો વિષેની ચર્ચા, કાવ્યાલંકારના કર્તા કવીશ્વર ભામહ, કવિ-શિરોમણિ કાલીદાસ તેમજ ગદ્યકવિ બાણભટ્ટના લેખોમાં પણ આવે છે. એટલુંજ નહિ, પરંતુ પાણિનિના વ્યાકરણમાં બતાવેલા કેટલાક આર્ષપ્રયોગો (archaisms) ભાસની કૃતિમાં વપરાયલાજ છે. તે ઉપરથી એ કવિ, પાણિનિ કરતાં પણ પહેલાં થઇ ગયો એમ માનવામાં આવે છે. પોતાના શાકુંતલમાં કવિ કાલીદાસે ઘણે સ્થાને ભાસનાં અભિષેક તથા સ્વપ્નવાસવદત્તાનું અનુકરણ કરેલું માલમ પડે છે.†

---

† તેનાં એક બે દૃષ્ટાંત:—

यस्यां न प्रियमण्डनाऽपि महिषी देवस्य मन्दोदरी
स्नेहाल्लुम्पति पल्लवान् न च पुनर्वीजन्ति यस्यां भयात्।
वीजन्तो मलयानिला अपि करैरस्पृष्टबालद्रुमा
सेयं शक्ररिपोरशोकवनिका भग्नेति विज्ञाप्यताम् ॥

( અભિષેક. અંક ૪. )

એવાજ ભાવવાળો શાકુંતલના ચોથા અંકમાં:-

पातुं न प्रथमं व्यवस्यति पयो युष्मास्वपीतेषु या
नादत्ते प्रियमण्डनाऽपि भवतां स्नेहेन या पल्लवम्।
आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः
सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ॥

વળી—

# ભાસની ભાષા.

સંસ્કૃતમાં કવિએ કેવું લખ્યું છે તે જાણવું અગત્યનું હોય તો માત્ર “ **भासोहासः** ” એજ સુપ્રસિદ્ધ પ્રશંસા એનો ખ્યાલ આપવાને બસ છે. ભાસનાં કવનમાં સર્વત્ર મધુરી પ્રસન્નતા ઝળકી રહે છે, તેમજ પાને પાને એની રસવૃત્તિની સજ્ઞાનતા દીસી આવે છે. કોઈકવાર એ અપ્રચલિત રૂઢ શબ્દો વાપરે છે, પરંતુ સામાન્ય રીતે એના શબ્દો દર્શક (expressive) કરતાં સૂચક (suggestive) વધારે હોય છે. વળી સંવાદમાંજ વર્ણન કરવાની એની શક્તિ ઉચ્ચ પ્રકારની હોય એમ કોઈ વિદ્વાન્ વાંચકને લાગ્યા વિના રહેતું નથી. એના શ્લોકમાં પણ છંદોની યોગ્ય પસંદગી અને શબ્દપંક્તિની સુરસતા ભાવનાને

---

‘ બાલચરિત ’ ના પહેલા અંકમાં વસુદેવ સાથે પુત્રને અદલાબદલી માટે વિદાય કરતી દેવકીની ચિત્તસ્થિતિનું વર્ણન આપતાં કવિ કહે છે—

**हृदयेनेह तत्राङ्गैर्द्विधाभूतेव गच्छति ।**
**यथा नभसि तोये च चन्द्रलेखा द्विधाकृता ॥**

અને કવિ કાલીદાસ શાકુન્તલના પહેલા અંકમાં નાયિકાનું એવુંજ વર્ણન આપે છે—

**गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्तुतं चेतः ।**
**चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य ॥**

આ બે ભાવનામાં કેટલી બધી સમાનતા છે !

અલૌકિક મધુરતા આપે છે. આ વિષે એનો પુનરોદ્ધારક કહે છે-

"પદ્યરચનારૂપી બંધનમાં ન આવેલાં વાક્યોની ઉચ્ચ મનોહરતા આ રૂપકોમાં સર્વત્ર નજરે પડે છે. બીજી અનેક કૃતિઓના કરતાં એમની શૈલી ભવ્યતામાં ખરેખર ચઢી જાય છે; અને એનો જોટો મળવો મુશ્કેલ છે."

## પંચરાત્ર.

ઉપર્યુક્ત શોધાયલાં નાટકોમાંનાં કેટલાંક માત્ર પુરૂષપાત્રો લઇનેજ રચાયલાં છે અને આ "પંચરાત્ર" તેમાંનું એક છે. નિઃસંશય, માત્ર પુરૂષપાત્રોમાં નાટક લખવું અને તે રસિક બનાવવું એ અત્યંત કઠિન કાર્ય છે. સ્ત્રીપાત્રના અભાવથી રંગભૂમિ પરની અર્ધી દુનિયા ઉડી જાય છે. અને બાકીની સૃષ્ટિમાંજ કવિને પોતાનું કાર્ય નિભાવવું પડે છે. આમ છતાં કવિ ભાસ "action ની અદ્‌ભૂત સામગ્રી" નો ઉપયોગ કરી આટલે અંશે રસ ઝમાવી શકે છે.

## વસ્તુ સંકલના.

આ નાટયનું વસ્તુ બહુજ ટુંક છે. પ્રથમ અંકના વિષ્કંભકમાં કવિ, કુરૂરાજ દુર્યોધને માંડેલા રાજસૂય યજ્ઞની સમાપ્તિનું વર્ણન કરી, રાજપુરોહિત દ્રોણાચાર્યની દક્ષિણાનો પ્રસંગ લાવે છે. પાંડવોને તેમનો રાજ્ય વિભાગ દઇ દેવો, એવી આચાર્યે દુર્યોધન પાસે દક્ષિણા માગતાં તેનો ખટપટી મામો

ગાંધારરાજ શકુનિ ક્રોધે ભરાય છે. અંતે જો આચાર્ય માત્ર પંચરાત્રિમાંજ પાંડવોની ભાળ લાવે તો એ દક્ષિણા કબૂલ કરવી એમ શરત થાય છે, અને વિરાટનગરથી સો યે કીચક ભાઇઓના અશસ્ત્ર વધની ખબર આવતાં ચતુર ભીષ્મ પિતામહની સમંતિથી દ્રોણ તે શરત સ્વીકારે છે. પછી પોતાના સાળાઓનાં અપમૃત્યુનું બહાનું કાઢી યજ્ઞમાં હાજરી ન આપનાર રાજા વિરાટને શિક્ષા કરવા માટે સૌ યુદ્ધે ચઢે છે.

બીજા અંકમાં વિરાટેશ્વરના દૂતો પાસે યુદ્ધનું વર્ણન બોલાવ્યા પછી, બૃહન્નલાવેશધારી અર્જુનને હાથે ગોગ્રહણ કરવા આવેલો સર્વ કૌરવપક્ષ કેવી રીતે મહાત થાય છે તથા તેમની તરફથી લઢનાર શૂરવીર અભિમન્યુ, ભીમસેન ભટ્ટને હાથે કેવી રીતે પકડાય છે, તેનો ચિતાર આપવામાં આવે છે. પછી સૌભદ્રને રાજસભામાં આણતાં સર્વ ભેદનો–પાંડવોના ગુપ્ત વાસનો–અચાનક, પરંતુ યોગ્ય સમયેજ સ્ફોટ થાય છે; તે પ્રસંગ આલેખતાં કવિ ખરેખર અદ્‌ભૂત ચાતુર્ય અને દક્ષતા બતાવે છે. અંતે વિરાટેશ્વર સવ સભા સમક્ષ અભિમન્યુ સાથે પોતાની પુત્રી ઉત્તરાકુમારીનો વિવાહ કરે છે.

ત્રીજા અંકમાં શત્રુઓના હાથમાં પડેલા સૌભદ્રને છોડાવી પાછો લાવવા માટે કૌરવ પક્ષમાં ચિંતા થાય છે; ત્યાં બુદ્ધિમાન ભીષ્મ, અભિમન્યુને પકડનારનાં પરાક્રમનું વર્ણન સાંભળતાંજ તેને ભીમસેન તરીકે ઓળખે છે, અને પંચરાત્રની જે શરત થઈ હતી તે પૂર્ણ થયેલી માને છે. શકુનિ હજુયે સર્વ અભિજ્ઞાનને નકારે છે; પરંતુ પ્રસંગો એવા બને છે કે તે

અંતે ઝાંખો પડે છે, એટલુંજ નહિ પણ કરેલી શરત પ્રમાણે રાજા દુર્યોધન ઘણા આનંદથી પાંડવોને તેમનું રાજ્ય સોંપે છે.

## કવિનું સાહસ.

આ વસ્તુસંકલના વાંચી રહેતાંજ આપણને આશ્ચર્યનો એક વિદ્યુત્ સમાન આંચકો લાગે છે—શું દુર્યોધને પાંડવોને રાજ્ય આપ્યું હતું ?

કોઇ પણ લેખક ઐતિહાસિક વૃત્તાંત લઇને તે ઉપરથી નાટય વા કાવ્ય લખે તો તેમાં પોતાની લેખિનીને રૂચતા અને પોતાને દીપાવે અથવા પુસ્તકને વધુ રસિક બનાવે એવા કંઈ ફેરફારો તો કરે છેજ. તે પ્રમાણે કવિ ભાસને પણ તેમ કરવાનો અધિકાર હતો, તે તેણે વાપર્યો છે. પરંતુ દુર્યોધન પાસેથી પાંડવોને રાજ્ય અપાવવા જેવો મહત્વનો, અને વેદ વ્યાસના મહાભારતે હિંદુ સમાજ ઉપર પાડેલા ઉંડા સંસ્કારને જડમૂળથી ઉખેડવા યત્ન કરે એવો ફેરફાર પોતાના નાટકમાં દાખલ કરીને કવિએ ખરેખર એક સાહસ કર્યું છે. મહાભારતમાં અને બીજા કવિઓએ વર્ણન કર્યા જેટલા કાળા સ્વરૂપમાં એણે દુર્યોધનને આલેખ્યો નથી, પરંતુ તેને મુખે કેટલાંક સદ્ગુણી અને ડહાપણનાં વચનો બોલાવી તેને એક ઉત્તમ પ્રકૃતિનો, પરંતુ દુષ્ટ સલાહથી ભરમાયલો માનવી બતાવ્યો છે. એનો આ ચિતાર સત્ય સંભવે છે, પરંતુ જો દુર્યોધને પાંડવોને રાજ્ય આપ્યુંજ હોય, તો શું પાંડવોએ વ્યર્થજ કુરૂક્ષેત્રનો જંગ ખેડયો ! એવી અનેક શંકાઓ ઉદ્ભવે છે.

## અન્ય ફેરફારો.

ઉક્ત સાહસ ઉપરાંત કવિએ નાટકને રસિક બનાવવા માટે બીજા પણ અનેક ફેરફારો કરેલા છે. દ્રષ્ટાંત તરીકે, મહાભારતમાં તો દુર્યોધનના રાજસૂય યજ્ઞ અને વિરાટેશ્વરના ગોગ્રહણ વચ્ચે સમયનું મોટું અંતર છે. વળી–

**ये कर्तुकामैश्छलनं भवद्भिः**
**संवत्सरैर्द्वादशभिर्न दृष्टाः ।**

( અંક ૧; શ્લોક ૪૬ )

આ શ્લોકાર્ધ પરથી કવિ ભાસ એમ માન્યતા ધરાવે છે, કે વનવાસનાં બાર વર્ષો પણ પાંડવોએ કૌરવોથી ગુપ્ત રહીનેજ કાઢયાં હતાં. પરંતુ એ માન્યતા ખોટી પાડવા માટે, દુર્યોધનને ગાંધર્વરાજ ચિત્રરથના હાથથી પાંડવોએ છોડવ્યો હતો તે, તેમજ જયદ્રથે કરેલું દ્રૌપદીહરણ, ઇત્યાદી પ્રસંગો મહાભારતમાં પ્રત્યક્ષ છે. જ્યારે વિરાટનગર પર ચઢાઇ થઇ ત્યારે વિરાટેશ્વર કાંઇ, કવિ ભાસ વર્ણવે છે તેમ, રાજમહેલમાં બેસી રહ્યો ન હતો; પરંતુ લશ્કર લઈ ઉત્તર ગોપુરનું રક્ષણ કરવા ગયો હતો. વળી નાટયમાં પાર્થને બૃહન્નલાને નામે ઓળખાવ્યો છે. પરંતુ યુધિષ્ઠિરે અને ભીમસેને, કંકઋષિ અને બલ્લવ નામો ધારણ કર્યાં હતાં તે વિષે જરા પણ ઉલ્લેખ કર્યો નથી.

## કેટલાક શ્લોકો.

નાટકના પ્રારંભ શ્લોકમાં મંગલ આશિષ સાથે રંગ-

ભૂમિ પર આવતાં મુખ્ય મુખ્ય પાત્રોનાં નામો ગણાવવાં એ કવિ ભાસની કેટલીક કૃતિનું ખાસ લક્ષણ છે. પંચરાત્ર, પ્રતિજ્ઞાયૌગંધરાયણ, પ્રતિમા તેમજ સ્વપ્નવાસદત્તા એ સર્વ નાટકોના પ્રારંભ શ્લોકો એજ પ્રમાણે દ્વિઅર્થી રાખ્યા છે. આવો દ્વિઅર્થ ગુજરાતીમાં એજ છંદના શ્લોકમાં લાવવો અસંભવિતજ છે; અને બીજો કોઇ લાંબી માત્રાવલિવાળો શ્લોક લેતાં ઘણા નકામા શબ્દો દાખલ કરવા છતાં પણ સંસ્કૃત શ્લોક જેવી ખુબી આવી શકતી નથી. એ કારણથી મૂળ શ્લોકનેજ ગુજરાતીમાં સ્થાન આપવું યોગ્ય ધાર્યું છે.* ( અર્થ માટે ટીકા જોવી. )

પ્રથમ અંકના વિષ્કંભકમાં વૃદ્ધ બ્રાહ્મણોનું વર્ણન કરવામાં પણ કવિ અત્યંત ચાતુરી વાપરે છે. એકજ શાર્દૂલ વૃત્તમાં શબ્દોની અદ્‌ભૂત રચનાથી કવિ એટલો બધો અર્થ ભરી દે છે કે ગુજરાતીમાં તે બધો ભાવ એકજ શ્લોકમાં ઉતારવો મુશ્કેલ થઇ પડે છે. તેથીજ બે શ્લોક રચવા પડયા છે. બીજા અંકમાં વિરાટેશ્વરને મુખે પુત્રની સ્તુતિ કરાવતાં પણ કવિ શબ્દોને એવીજ ચતુરાઇથી ગોઠવે છે.

## મારા ફેરફારો.

આ અનુવાદ બને ત્યાં સુધી સમશ્લોકી બનાવવાનોજ મારો ઉદ્દેશ હતો અને તે ઘણે અંશે પાર પડયો છે. પરંતુ

---

* જો કોઇ વિદ્વાન વાંચક એ શ્લોકનું સુંદર રૂપાંતર કરી મોકલશે તો બીજી આવૃત્તિમાં તે હું સાભાર સ્વીકારીશ.

સંસ્કૃત ભાષામાં સમાસ તથા સંધિના નિયમો વડે જે સંકુચિતતા લાવી શકાય છે, તે ગુજરાતીમાં આવી શકતી નથી. એથી તેમજ બીજાં કેટલાંક કારણોથી કોઇક કોઇક સ્થાને વૃત્તાંતર કરવો પડ્યો છે અથવા તો એક શ્લોકનો ભાવાર્થ બે શ્લોકોમાં લેવો પડ્યો છે; અને તેમ કરતાં કદી કદી શ્લોક પૂર્તિને માટે નવો અર્થ ઉમેરવાની છૂટ લીધી છે.

ગદ્યમાં પણ મને જ્યાં જ્યાં એમ લાગ્યું કે મૂળ રચનામાં એકાદ અલ્પ ફેરફાર કરવાથી તે ભાગ વધુ રસિક બને છે ત્યાં મેં તેવો ફેર કર્યોજ છે. ખાસ કરીને પહેલા બે અંકોને અંતે એવો ક્ષુદ્ર ફેરફાર દાખલ કરવો પડ્યો છે અને બીજા અંકના છેવટના ભાગને કંઇક અંશે ક્લિષ્ટ બનાવે એવું વાક્ય " बृहन्नले, प्रविश त्वमभ्यन्तरम् । " તો મેં કાઢીજ નાંખ્યું છે.

## અંગત.

માત્ર પુરુષપાત્રોવાળું આ નાટક ભાસની બીજી કૃતિઓ કરતાં કદાચ ઓછું રસિક હશે; પરંતુ પારિતોષિક સંમેલનો, જયંતિઓ, તથા કોન્સર્ટોમાં રેસીટેશન તરીકે ભજવવા માટે તે સુગમ થઇ પડે એવું હોવાથી, તેમજ મહાભારત જેવા રસિક અને સર્વપ્રિય ઇતિહાસ પરથી રચાયલું હોવાથી પ્રથમ તેનેજ ગુજરાતી ભાષામાં પ્રવેશ કરાવવા મારૂં મન લોભાયું. પહેલા કેટલાક શ્લોકોનું ભાષાન્તર થયા પછી સંજોગોને લીધે તે વિસારે પડ્યું–તે પાંચ ૭ માસ પછી પુનઃ હાથમાં લેવાતાં

૧૯૧૮ ના ડીસેમ્બર માસમાં પૂર્ણ થયું. એક બે વાર પુનરવલોકન કરીને કેટલાક મિત્રોને વંચાવ્યા પછી પ્રૉ. મંજુલાલ જમનારામ દવે એમ. એ. ને અવલોકન માટે તે આપ્યું. તેમણે તે વાંચીને તેની ઘણી પ્રશંસા કરી–જેથી તેને જેમ બને તેમ વધારે ત્વરાથી પ્રગટ કરવાની મારી ઉત્કંઠાને ઘણુંજ ઉત્તેજન મળ્યું. અંતે મેં વિનંતિ કરતાં તેમણે એક સુંદર આમુખ–foreword–પણ લખી આપ્યું, જેને માટે હું તેમનો અત્યંત ઉપકૃત છું.

## અર્પણ.

આ પુસ્તક જે સુવિખ્યાત વ્યક્તિને સવિનય સમર્પવામાં આવ્યું છે તેમનો આ સ્થાને પરિચય આપવો એ હું મારી ફરજ ગણું છું. સુંદર સંજોગોને લીધે એ કાર્યમાં ઝાઝું કરવાપણું રહેતું નથી, કારણ કે આવતા એક માસ પછી આખા હિંદમાં એવાં થોડાંજ માણસો રહેશે, જે આવતી નાગપૂર કોંગ્રેસની સ્વાગતકારિણી સભાના અધ્યક્ષને ઓળખતા ન હશે. શેઠ જમનાલાલે થોડા વખત પરજ અસહકારને અંગે પોતાનો ‘ રાય બહાદુર ’ નો ખિતાબ સરકારને પાછો સુપરત કર્યો છે. અને અસહકારને અનેક રીતે ઉત્તેજી કોંગ્રેસના સ્વાગતકાર તરીકે નિઃસંશય યોગ્યતા મેળવી છે. નાગપુરમાં તો શું પણ આખા મધ્ય પ્રાન્તમાં એમના જેવા સ્વદેશાભિમાની, ઉત્સાહી, પ્રજાપ્રિય, જાતિસુધારણા અને સાહિત્ય પ્રત્યે પ્રીતિવાળા થોડાજ નરો હશે.

એ ઉપરાંત શેઠ જમનાલાલ એક કુશળ વ્યાપારી છે. મુંબાઇ કલકત્તા, વર્ધા, નાગપુર અને મધ્ય પ્રાન્તનાં બીજાં કેટલાંક સ્થળે એમની પેઢીઓ ચાલે છે. એમનો વ્યાપાર રૂનો છે; પરંતુ વ્યાપારની બીજી શાખાઓ વિષેનું એમનું જ્ઞાન પણ કાંઇ જેવું તેવું નથી. તેમની બે ત્રણ જીનીંગ ફેક્ટરી તથા પ્રેસો મધ્ય પ્રાન્તમાં ચાલી રહ્યાં છે.

વિદ્યોત્તેજન અને શિક્ષણપ્રચારના વિષયમાં તેઓ અતુલ ઉત્સાહ ધરાવે છે. વર્ધામાં તેમણે એક હાઇસ્કૂલ તથા વિદ્યાર્થી ગૃહ સ્થાપ્યાં છે. અનેક વિદ્યાર્થીઓને તેમનો આશ્રય છે. બીજીયે કેટલીક શિક્ષણ–સંસ્થાઓને તેઓએ ધનની મદદ આપી છે, ને આપ્યે જાય છે. સાહિત્યસેવાને પણ તેઓ તેવુંજ ઉત્તેજન આપે છે. મુંબાઇમાં તેમણે ગાંધી હિંદી પુસ્તક ભંડાર ખોલ્યો છે, અને બીજા અનેક પુસ્તકોનાં પ્રકાશનમાં સહાય કરી છે. એવા એક અગ્રેસરને આ પુસ્તક સમર્પવાની તક મેળવવા માટે હું મને ભાગ્યશાળી માનું છું.

આ ઉપોદ્‌ઘાત હું સમાપ્ત કરૂં તે પૂર્વે મારા આ પુસ્તકના પ્રકાશનમાં મને અતુલ મદદ કરનાર ગ્રંથોદય પ્રેસના માલિક સ્નેહી ભાઇશ્રી હરિભાઇ દલપતરામ પટેલનો જો હું ઉપકાર ન માનું તો ખરેજ હું કૃતઘ્ન ગણાઉં. બે વર્ષ સુધી ઠેકઠેકાણે રખડવા છતાં આ નાટક ન છપાઇ શક્યું; પણ પછી તેને પોતાના હાથમાં લઇ ખાસ આ પુસ્તકને માટેજ કેટલાંક નવાં બીબાં મંગાવીને બહુજ ઉતાવળથી દશ બાર દિવસમાં પુસ્તક તૈયાર કરી આપ્યું તેને માટે એમનો હું જેટલો

ઉપકાર માનું એટલો થોડો છે.

અંતે હું એટલુંજ કહીશ કે આ કૃતિમાં જો કાંઇ દોષો હોય તો તે મારા જ છે એમ સમજી સુજ્ઞ વાંચકજને તે સૂચવવા અથવા ક્ષમવા કૃપા કરવી; અને જો કાંઇ સુંદરતા હોય તો તે માટે હું કાંઇ પ્રશંસાપાત્ર થતો નથી. કારણ કે, આરંભમાંજ મેં કહ્યું છે તેમ, હું તો માત્ર આ અજવાનીનો પીરસનારજ છું.

વીમાવાળા હાઉસ,<br>કેળાપીઠ–સુરત.<br>તા. ૧–૧૦–૧૯૨૦. } અનુવાદક



## દ્વિતીય આવૃત્તિ—

પંચરાત્રની પ્રથમ આવૃત્તિની પાંચસો પ્રતો ત્રણ વર્ષ દરમ્યાન સમાજમાં વિખેરાઇ ગઇ. અને શ્લોકોમાં માત્રા મેળને અર્થે મૂકેલાં લઘુ ગુરુનાં ચિહ્નોનો લોપ કરવા સિવાય આ નવિન આવૃત્તિમાં મહત્વના કાંઇજ ફેરફાર દાખલ કર્યા નથી, એટલે તે વિશે કહેવાનું યે શું હોય ?

પણ આ પુસ્તકના અધિષ્ઠાતાએ ત્રણ વર્ષના અંતરાળ દરમ્યાન ભારતવર્ષના રાજકીય ઇતિહાસમાં જે પદ પ્રાપ્ત કર્યું છે તેને માટે બે શબ્દ લખ્યા વગર રહી શકાતુંજ નથી. પોતાને આંગણે આવેલી રાષ્ટ્રીય મહાસભાને યોગ્ય આતિથ્ય વડે સંતોષી વિદાય કર્યા પછી શેઠ જમનાલાલજીએ સ્વદેશ સેવાના કાર્યમાં યાહોમ ઝંપલાવ્યું છે. મ. ગાંધીજીના નિર્દિષ્ટ કરેલા અસહકારના માર્ગમાં રાત કે દિવસની દરકાર પણ રાખ્યા વગર તન–મન–ધન–ની કુરબાની આપીને કામ કરતાં તેમણે સારા ભારતવર્ષના નેતાઓમાંના એક ગણાવાની પોતાની યોગ્યતા સિદ્ધ કરી આપી છે. જડ જેવી વ્યાપારી આલમમાં સ્વદેશીની ભાવનાના અંકુર વાવનાર અને ખીલવનાર, માતૃભૂમિને ખાતર પોતાના સર્વસ્વની આહૂતિ

આપવાની ધગશ ધરાવનાર, અને મધ્ય ભારતની બધીયે રાષ્ટ્રીય ચળવળોના કેન્દ્ર રૂપ જમનાલાલજીએ, છેલ્લા ચાર માસ દરમ્યાન નાગપુરમાં રાષ્ટ્રધ્વજના અપમાનને લીધે ચાલેલા ધર્મયુદ્ધમાં જેલ ભોગવીને તેમજ અન્ય રીતે, જે ભાગ ભજવ્યો છે તેથી તેમનું નામ ભારતવર્ષની શેરીએ શેરીએ જાણીતું થઇ ગયું છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

× + ×

**પંચરાત્ર** ના સહોદર **મધ્યમ વ્યાયોગ** નામક, કવિ ભાસના એક નાટકનો અનુવાદ આ આવૃત્તિ સાથે જોડવામાં આવ્યો છે. એ અનુવાદ પંચરાત્રના અનુવાદ કરતાં પહેલાં રચાયેલો. પરંતુ સંજોગોએ તેને આજ સુધી હસ્તલેખના સ્વરૂપમાંજ પડી રહેવા દીધો હતો. આજે તેને મુદ્રિત થઇ પ્રકાશમાં આવવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે. વાંચક તેને યે થોડો ઘણો આવકાર આપશે એવી આશા છે.

તા. ૭-૯-૧૯૨૩ **અનુવાદક.**



ॐ श्री

મહા કવિ શ્રી ભાસ વિરચિત

# પાંડવ ગુપ્ત નિવાસ

અથવા

## પંચરાત્ર

# ⁂ અંક પહેલો ⁂

(નાંદી પૂર્ણ થતાં સૂત્રધાર પ્રવેશ કરે છે.)

**સૂત્રધાર**:— (ઉપજાતિ)

द्रोणः पृथिव्यर्जुनभीमदूतो
यः कर्णधारः शकुनीश्वरस्य ।
दुर्योधनो भीष्मयुधिष्ठिरः स
पायात् विराडुत्तरगोभिमन्युः ॥ १ ॥

(પ્રેક્ષક તરફ ફરી) એવી સર્વ પ્રેક્ષકજનોને મારી વિજ્ઞાપના! (એટલામાં નેપથ્યમાં ઘોંઘાટ સંભળાય છે.) અરે! પણ હું એ વિજ્ઞાપના કરૂં છું, ત્યાં આ શો કોલાહલ સંભળાય છે? લાવ જોઉં તો ખરો. (ધ્યાન દઇ સાંભળે છે.)

**નેપથ્યે**–હા.હા.હા.હા.હા....! શી આ કુરૂરાજ દુર્યોધનના યજ્ઞની શોભા! ધન્ય ધન્ય!...(વગેરે.)

**સૂત્રધાર**:—હું સમજ્યું. એ તો

(અનુષ્ટુભ્)

રાજપ્રાપ્તિ થતાં પ્રેમે, આ સર્વે રાણી સાથમાં;
યજ્ઞ દુર્યોધને માંડયો; શોભા તેની રુડી બની. ૨

(જાય છે.)

# નાટચ સ્થાપના

## વિષ્કુંભક

(ત્રણ બ્રાહ્મણો પ્રવેશ કરે છે.)

**સર્વે**:—(આશ્ચર્યથી) અહાહાહાહાહા...

**પ્રથમ બ્રાહ્મણ**:—આ કુરુરાજ દુર્યોધનના યજ્ઞની શોભા તો અપરંપાર છે, ભાઈ! કારણ કે—

(શિખરિણી)

પડ્યું છે વિપ્રોનું પુલ સમ અજીઠું અહીં તહીં,
બલિના ધૂમાડે તરૂ પુલ સુગંધી ઉડી ગઈ;
ત્યજી હિંસા વ્યાઘ્રો હરિણુ સમ પ્હાડે દીન બન્યા,
ભૂપે દીક્ષા લીધી (કે) જગત પણ શું દીક્ષિત થયું! ૩

**દ્વિતીય**:—સત્યજ કહો છો ભાઈ. તમે જુઓ તો ખરા કે છત્રપતિએ એકજ યજ્ઞ કરીને જુદાં જુદાં પાત્રોને કેવી રીતે તૃપ્ત કર્યાં છે—

(શાર્દૂલવિક્રિડિત)

દેવોનાં મુખ અગ્નિને બલિ દઇ, દેઈ દ્વિજોને વસુ,
ગોહાને જનને બધા અનુચરો સંતુષ્ટ એણે કીધાં;

હાવે હર્ષથી રેલતું જગત આ, ગાતું ગુણો રાયનો,
એના એ ગુણથી ત્રિભુવન બધું છે સ્વર્ગ જાણે બન્યું! ૪

**તૃતીય**:—અરે, પણ આમ તો જુઓ. અહીં આ બ્રહ્મદેવો–

( શાર્દૂલ )

જેના ચર્ણ લુછાય છે મુકુટથી રાજ–પ્રણામો થતાં,
જેની છેજ પ્રશંસનીય પ્રભુતા, છે જ્ઞાન જેનું મહા;
જેનાં ધર્મ–વ્રતો વધે દિનદિને છે વૃદ્ધ જાતે છતાં,
જે પોતે નિજ પાઠ અધ્યયનમાં છે મગ્ન હંમેશના. ૫

વળી,

જેનાં ગાત્ર શિથિલમાં કરચલી વર્ષો વહેતાં પડી,
જેને ટેકણ-દંડ તે ચરણ છે ત્રીજો ખરી સ્હાયમાં;
જેણે શિષ્ય ખભે ધ્રુજી થથરતા હસ્તો મૂકયા પ્રેમથી,
તેઓ વૃદ્ધ ગજેન્દ્ર શી ધીમી ધીમી ચાલે ભૂમિ કાપતા. ૬

**પ્રથમ**
**દ્વિતીય** }:—અરે ઓ માણવકો! ઓ માણવકો! યજ્ઞ પછીનું અવભૃથસ્નાન થયાં પહેલાં વેદીનો અગ્નિ શાંત પાડશો મા.

**તૃતીય**:—લ્યો લ્યો, એણે તો હોલવી નાંખ્યોયે ખરો.

**પ્રથમ**:—અરેરે! છટ્! એણે નાદાની બતાવી કેની? જોતો ખરો–

(સ્રગ્ધરા)

આહીં દીસે સુનેરી–કરમય પૃથિવી યૂપજ્વાળા થકી આ,
પાસે સાંખે ન એવો દ્વિજ સમ અગનિ શૂદ્ર શા કોયલાને;

વેદીની ઉષ્ણુતાથી ભૂમિ બળી ગઇ ને દર્ભના હાલ તેવા,
ધૂમાડો હસ્તિ જેવો ગગન ચઢી જઇ જાય જાણે તળાવે ! ૭

ખરેખર ! આશ્ચર્યજનક છે આ યજ્ઞની વિભૂતિ.

**દ્વિતીય**:—હાસ્તો. અહીં વળી કોઈ માણસને

(અનુષ્ટુભ્)

જ્ઞાતિદોષ થતાં જેમ જ્ઞાતિભ્રષ્ટ કરે બધા,
તેમ આ અગ્નિની બ્હીકે છાંટે છે અગ્નિ બ્રાહ્મણો ! ૮

**તૃતીય**:—અને અહીં તો જેમ,

(અનુષ્ટુભ્)

પુત્રના મૃત્યુથી માતા બાલ-સ્નેહે ઝુરે ત્યમ,
શકટી ઘી ભરેલી આ બળે છે જલ છાંટતાં. ૯

**પ્રથમ**:—આપે સત્યજ કહ્યું, હોં. કારણ કે એ પાવક—

(શાર્દૂલ)

જે આ છત્રપતિ તણી શકટીને તૈયાર છે બાળવા,
તે અગ્નિદર્ભ ખૂટયેજ, વામન સમો, ધીમે પ્રકાશે રૂપો
ઉશ્કેર્યો પવને, બધી ઉંચી ગઇ જ્વાળા ફરી વ્યોમમાં,
અને કુંડાળાં ભડકા તણાં કરી કરી જાણે દીસે સૂર્ય શો. ૧

**દ્વિતીય**:—અરે ! પણ આ તરફ તો જુઓ—

(ઇંદ્રવજ્રા)

આત્મા જતાં જેમ શરીરમાંથી
ઇંદ્રિય પાંચે નીકળી પડે છે;

તેવાજ પેલા તરૂ મૂળમાંથી,
નાસે બીધેલા ઝટ પાંચ સર્પો ! ૧૧

**તૃતીયઃ**—તેમ વળી આ પણ જોતા જાઓ—

(અનુષ્ટુભ્)

મૃત દેહ ત્યજી જેમ પ્રાણ સર્વે ઉડી જતા.
તેમ બળતા તે તરૂમાંથી પંખી પેલાં ઉડી ગયાં ! ૧૨

**પ્રથમઃ**—સત્યજ છે કે—

(અનુષ્ટુભ્)

કુપુત્ર એકથી જેમ વંશ આખો બળી રહે,
તેમ સુક્કાં તરૂ એકે ખીલેલાં વનની સ્થિતિ. ૧૩

વળી,

(ઉપજાતિ)

અરણ્યનાં સૌ તરૂ છોડવાને,
નિરાંતથી અન્ન સમા ઉડાવી
અગ્નિ હવે આ નદી સ્નાન માટે,
ચાલ્યો ધીમે સૌ કુશ માર્ગ બાળી. ૧૪

**દ્વિતીયઃ**—અને આ—

(શિખરિણી)

ગયા વૃક્ષે વૃક્ષે જ્વલન ભડકાઓ કુશ દહી,
બફાયાં કેળોનાં ફળ ધબ દઇ પૃથ્વી પડતાં;

મધુપૂડા વાળો સમૂળ બળતાં તાડજ ન્હેણે,
પડચો શું કુહાડો પ્રલયક મહાકાળજ તણો ! ૧૫

તૃતીયઃ—શી સુંદર ઉપમા !... પ્હણે તો જુઓઃ સત્પુરૂષના ક્રોધની પેઠે હુતાગ્નિ કેવો શાંત થયો તે. ખરેખર ગમે તેવો દાનવીર હોય તો પણ—

(અનુષ્ટુભ્)

ખૂટતાં દ્રવ્ય તેનીયે દાનશક્તિ નહિ રહે,
તેમ આ કાષ્ટ ખૂટયાથી અગ્નિજ્વાળા શમી ગઈ. ૧૬

પ્રથમઃ—પણ જુઓની, એ કાંઇ સંતોષ પામે છે ! ઓહ પાસથી,

(અનુષ્ટુભ્)

યજ્ઞનાં ખાઈ સાહિત્યો દર્ભ ઈત્યાદિ વહ્નિએ,
વ્યસની માનવી પેરે ક્ષીણ રૂપ ધરી લીધું. ૧૭

દ્વિતીયઃ—અલ્યા ભાઇ, પેલો પલાશ વૃક્ષ તો જુઓ—

(ઇંદ્રવજ્રા)

નીચો વળેલો નદી–તીર ઉભો,
વાયુ બળે ધ્રૂજતી શાખવાળો;
બળી મુએલાં તરૂની ક્રિયા તે
કરી રહ્યા આચમનો લઈને. ૧૮

તૃતીયઃ—ત્યારે આવોને આપણે પણ આચમન લઇએ.

પ્રથમ }
દ્વિતીય } :—હા. ચાલો.

( પાસે જઈ આચમન લે છે. )

**પ્રથમ**:—( નેપથ્ય તરફ જોઈ ) અરે ! મહાન્ રાજમંડળથી અનુસરાતા કુરૂરાજ દુર્યોધન જાતેજ ભીષ્મ દ્રોણાચાર્ય સહિત આ તરફ આવતા જણાય છે. અને આ નગરજનો, પોતાને પાંડવો પ્રિય હોવાથી, છત્રપતિને આશિષ આપતાં–

( વસંત )

"યજ્ઞો કરો વિજય કેરી ધ્વજા ઉડાવો;
રોષ ત્યજી સ્વજન પ્રેમ દયાથી ન્યાળો"
એવાં કહી કહી ઘણાં મધુરાં સુવાક્યો,
છે પક્ષ પાંડવ તણો કરતા સમગ્ર. ૧૯

**તૃતીય**:—તો આવો. આપણે પણ મહાન્ કુરૂરાજને અભિનંદન આપીએ.

**પ્રથમ**
**દ્વિતીય** } :—હા. ચાલો.

**સર્વ**:—( જતાં જતાં ) જયજયકાર થાઓ છત્રપતિનો !

( સર્વ જાય છે. )

## વિષ્કંભક પૂર્ણ.

( ભીષ્મ દ્રોણ વાતો કરતા પ્રવેશે છે. )

**દ્રોણ**:—ખરેખર, આવી રીતે ધર્મનું અવલંબન કરીને દુર્યોધને જાણે મારા ઉપર અનુગ્રહ કર્યો છે; કારણ કે શિષ્યના સર્વ કાર્યનો આધાર ગુરૂ ઉપરજ છે—

( ઈંદ્રવજ્રા )

બંધુ ત્યજી ને ત્યજી આપ્ત સ્નેહી,
લાગે ગુરૂને સહુ શિષ્યદોષો;
( કારણ કે ) માતા પિતા તો દઈ મુક્ત થાતા,
સંતાનને શૈશવમાં ગુરૂને. ૨૦

**ભીષ્મ**:—ઉત્તમ કહ્યું આપે. વળી આ દુર્યોધન, જે—

( વંશસ્થ )

વિભાગ પાંડુ-સુત-દ્રવ્યનો લઈ,
લડી લડીને અપકીર્તિમાં ડુબ્યો
દીસે અનુષ્ઠાનથી યજ્ઞના હવે,
રૂપેજ જાણે રતિનાથના સમો ! ૨૧

( ત્યાં દુર્યોધન, કર્ણ તથા શકુનિ પ્રવેશે છે. )

**દુર્યોધન**:—( પ્રવેશતાં )

( શિખરિણી )

ખીલી આત્મશ્રદ્ધા, વડીલ સહુ સંતુષ્ટજ થયા,
જગત્ રે' વિશ્વાસે, ગુણ વધી અકીર્તિ દૂર થઈ;

'પિતૃ પામે મુક્તિ', જુઠું જ કદી હોયે વચન એ,
તથાપિના આધે અહીંજ ફલતું સ્વર્ગ બહુધા. ૨૨

**કર્ણ**:—વયસ્ય દુર્યોધન, તેં તો ન્યાયે આવી ચઢેલું કાર્ય ન્યાયથીજ પૂર્ણ કર્યું છે; શાસ્ત્રોક્ત ધર્મને શાસ્ત્રવિધિયેજ બજાવ્યો છે. કારણ કે,

( શાલિની )

ક્ષત્રિયોનું દ્રવ્ય તો બાણમાં છે,
ક્ષત્રિ' માટે વારસો ના જ શોભે;
(અને તેથીજ) વિપ્રોત્સંગે દ્રવ્ય દેઈ બધુંયે,
ક્ષત્રિયે તો પુત્રને ચાપ દેવું. ૨૩

**શકુનિ**:—બરોબર કહ્યું હાં. ગંગાજીમાં સ્નાન કરતાં કરતાં પોતાનાં પાપ ધોવાયાં એટલે હવે કર્ણરાજ કેવું ટચોટચનું બોલે છે!

**કર્ણ**:—આપ ગમે તેમ કહો, મામા, પણ—

( ઇંદ્રવજ્રા )

ઇક્ષ્વાકુ, શર્યાતિ યયાતિ રામ,
માન્ધાતૃ, નાભાગ નૃગામ્બરીષ
એ સર્વ ભૂપો મૃતદેહ તોયે,
યજ્ઞ-પ્રભાવે હજુયે જીવે છે. ૨૪

( ત્રણે ભીષ્મ દ્રોણ પાસે આવે છે. )

**ભીષ્મ** }
**દ્રોણ** } :—વત્સ દુર્યોધન, યજ્ઞની સમાપ્તિ પર અમે તને અભિનંદન આપીએ છીએ.

દુર્યોધન:—(નમન કરતાં) અનુગ્રહ થયો. આચાર્ય, વંદન કરૂં છું.

દ્રોણ:—શું શું? વંદન? હં હં! પણ...તે તો ક્રમભંગ થયો.

દુર્યોધન:—કેમ?

દ્રોણ:—તો જોને. આ ઉભા—

(અનુષ્ટુભ્)

દેવતા માનવી રૂપે ર્‌હેલાં તે ભીષ્મને નમ,
ત્યજી તેને મને વંદે તે નક્કી અનુચિત છે. ૨૫

ભીષ્મ:—ના. ના. આચાર્ય આપ એમ બોલશો નહિ. કારણકે અનેક રીતે હું આપથી કનિષ્ટ છું. જુઓ—

(વંશસ્થ)

જન્મેલ હું તો; તમ તો સ્વયંભુ છો,
જીવું હું શસ્ત્રે; ધરી ખેલતા તમો;
હું ક્ષત્રિ ને આપ જ બ્રહ્મતેજ છો,
હું શિષ્ય, ને આપ ગુરૂ મહાન છો. ૨૬

દ્રોણ:—(હસતાં) હંહં! મહાન્ પુરૂષો પોતાની સ્તુતિ થવા દેતા નથી. ઠીક ભાઇ, આવ ત્યારે પ્રથમ મને વંદન કર. (દુર્યોધન નમન કરે છે.) સુખી થાઓ. પુત્ર, આવીજ રીતે યજ્ઞનાં અવભૃથ સ્નાન કરીને જ તું દિગ્વિજયનો શ્રમ ઉતારજે.

દુર્યોધન:—અનુગ્રહ થયો. પિતામહ, નમન કરૂં છું.

ભીષ્મ:—આવ આવ, પૌત્ર, સુખી થજે; અને આજ પ્રમાણે ધીમે ધીમે તારી બુદ્ધિ શાંત થાઓ.

દુર્યોધન:—ઉપકાર થયો. મામા વંદન કરૂં છું.

શકુનિ:—( પીઠ થાબડી ) શાબાશ, ભાણા, હું તો આશિષ આપું છું કે આવીજ રીતે હંમેશાં—

( અનુષ્ટુભ્ )

દક્ષિણા દેઈ વિપ્રોને યજ્ઞ રાજસૂય કરો,
નૃપતિ સર્વ જીતીને જરાસંધે કર્યું ત્યમ. ૨૭

દ્રોણ:—( સાશ્ચર્યં સ્વગત ) વાહરે! આ શકુનિ તો કંઇ બહુ લડાકુ જણાય છેને! જોને, આશિર્વચનમાં પણ તે લડવાનુંજ શિખવે છે!

દુર્યોધન:—વયસ્ય કર્ણ, ગુરૂજનને પ્રણામ તો થયા, હવે તુંયે ક્રમ પ્રમાણે મિત્રની વિસ્રંભ વાર્તાનો વિનોદ અનુભવ.

કર્ણ:—હું તો મિત્ર, એટલુંજ કહીશ—

( ઉપજાતિ )

વ્રતોથી છે ગાત્ર સુકાયું તારૂં,
( તો ) શકીશ આલિંગન ભાર ઝીલી ?
વિના પૂછ્યે હિંમત ના કરૂં હું;
( કારણ કે ) રાજર્ષિ ધીરાં વચનોજ તારાં. ૨૮

દુર્યોધન:—તને જેમ રૂચે તેમ તું કહે.

(રાજાઓ આવે છે.)

દ્રોણ:—પુત્ર દુર્યોધન, આ મહેંદ્રના પ્રિય ભીષ્મક તારી સંભાવના કરે છે.

**દુર્યોધન**:—(ભીષ્મકને) અનુગ્રહ થયો આર્યનો.

**ભીષ્મ**:—પૌત્ર દુર્યોધન, આ દક્ષિણ સરહદની ભૂગળો જેવા રાજા ભૂરિશ્રવા તને અભિનંદે છે.

**દુર્યોધન**:—(ભૂરિશ્રવાને) પધારો આર્ય.

**દ્રોણ**:—વત્સ, આ તારા યજ્ઞની પ્રશંસા કરતા વાસુભદ્રે મોકલેલો અભિમન્યુ તને અભિનંદન......

**શકુનિ**:—અરે પણ દુર્યોધન, આમ તો જો. આ જરાસંધનો પુત્ર સહદેવ તને નમન કરે છે.

**દ્રોણ**:—(શકુનિને ઉદ્દેશી સ્વગત) જો લુચ્ચાની અદેખાઈ!

**દુર્યોધન**:—(સહદેવને) આવ આવ. વત્સ, પિતાના જેવો પરાક્રમી થજે.

**સર્વ રાજાઓ**:—અમે સર્વ આપની સંભાવના કરીએ છીએ.

**દુર્યોધન**:—અનુગ્રહ થયો આપ સર્વનો...હાં. પણ સર્વ આવ્યા છતાં રાજા વિરાટ કેમ દેખાતા નથી?

**શકુનિ**:—તેને માટે મેં દૂત મોકલેલોજ છે. માર્ગમાંજ હશે તે.

**દુર્યોધન**:—ઠીક. ત્યારે આચાર્ય, મારા યજ્ઞના તેમજ ધનુર્વિદ્યાના આચાર્ય, આપ દક્ષિણા માંગો.

**દ્રોણ**:—(વિચારમાં પડી) શું? દક્ષિણા! હાં. તેનેજ માટે તો હું મહા વિચાર કરૂં છું અને—અને અચકાઉં છું......

**સર્વ**:—શું આચાર્યને પણ સંકોચ હોય ખરો!

**ભીષ્મ**:—અરે! સંકોચ થવાનું કારણ શું હોય! આપે તો અનેક વાર—

(શાલિની)

યજ્ઞો યોજી સોમનાં પાન કીધાં,
કીર્તિ પામ્યા, ભોગવો છત્ર છાયા;
(તો બોલો) શું છે એવું ? દ્રવ્ય ? ફલ ? કે વિશેષ ?
જેમાં ક્ષત્રાચાર્યને ન્યૂનતા છે. ૨૯

**દુર્યોધન**:—(અત્યંત નમ્રતાથી) આજ્ઞા કરો, આચાર્ય આપને માટે હું શું કરું ?

**દ્રોણ**:—વત્સ, શાંત થા. કહું છું. (વિચાર કરે છે.)

**દુર્યોધન**:—આપ શાનો વિચાર કરો છો ? આપ એમ માનશો નહિ કે હું કોઇ પણ વસ્તુ લાવી આપવાની ના કહીશ. આપ ભૂલશો નહિ કે—

(વસંત)

છું પ્રાણથી પ્રિય, વળી શિખવેલ આપે,
શૂરો ગણાઉં અતિ સાહસી છુંજ તેવો;
(તો) સંકોચ છોડી કહી દ્યો શું ચહોજ આપ,
હાથે ચઢચે મુજ ગદા જગ આપનું છે. ૩૦

**દ્રોણ**:—વત્સ, બોલવા જાઉં છું, પરંતુ નેત્રમાં આંસુ ઉભરાય છે અને અશ્રુવેગ કંઠને રૂંધે છે.

**સર્વ**:—હેં હેં ? આચાર્ય પણ રુદન કરે છે !

**ભીષ્મ**:—પૌત્ર દુર્યોધન, ત્યારે તો તારો પરિશ્રમ-તારો યત્ન-નિષ્ફળ ગયો સમજવો.

દુર્યોધન:—અરે કોઇ છે કે ?

(એક અનુચર આવે છે.)

અનુચર:—આજ્ઞા મહારાજ.

દુર્યોધન:—જલ લાવ.

અનુચર:—જેવી આજ્ઞા. (નમન કરી જાય છે. જલ લઈ આવીને) આ રહ્યું જલ, અન્નદાતા.

દુર્યોધન:—(કળશ લઈ) આચાર્ય, અશ્રુપાતથી ઉચ્છિષ્ટ થયેલા આપના મુખને આ જળથી શુદ્ધ કરો.

દ્રોણ:—મારું મુખ ઉચ્છિષ્ટ થયું છે?... તે ભલે થયું. માત્ર મારી માંગણીને તું પૂર્ણ કરશે તો એ એની મેળે શુદ્ધ થશે.

દુર્યોધન:—(સ્વગત) અરેરે! ધિક્કાર છે મને, કે કોઇ મારો વિશ્વાસ કરતું નથી. (પ્રકાશ) આચાર્ય.

(ઉપજાતિ)

વિચારીને જો મુજ પૂર્વ વૃત્તિ,
ન દઈશ એવો ભય આપ ધારો;
સંકલ્પ-વારિ ગ્રહવા ધરી દ્યો,
ટંકાયલો તીરથી હસ્ત લાંબો. ૩૧

(એમ કહી સંકલ્પ માટે પાણી આપવા માંડે છે.)

દ્રોણ:—બસ, બસ, હવે મારી ખાત્રી થઇ. પુત્ર દુર્યોધન, તું સંકલ્પ કરે છે તો સાંભળ મારી દક્ષિણા; જેની—

(ઇંદ્રવજ્રા)

વર્ષો વીત્યે બાર ગતિ ન દીઠી,
નિરાશ્રયી જે ભમતા અદીઠા;
તે પાંડવોનો દઈ દે વિભાગ,
એ મારી ભિક્ષા ત્યમ દક્ષિણા છે. ૩૨

**શકુનિઃ**—(સ્વગત) ઓ બાપરે! જોઈ એની દક્ષિણા!...(પ્રકાશ) અરે, પણ ગુરૂજી આ શું કરો છો? તમે—

(અનુષ્ટુભ્)

યુક્તિથી રાખી વિશ્વાસે, શિષ્યને ધર્મ નામમાં;
અચિંત્યું આમ બોલીને ઘટે શું દેવી વંચના? ૩૩

**દ્રોણ**:—(સક્રોધ) શું? હું ધર્મવંચના કરૂં છું? અરે, ઓ ગાંધાર દેશની વિચિત્રતાપૂર્ણ શકુનિ, જાતે અનાર્ય હોવાથીજ તું સર્વ જનને અનાર્યવત્ લેખે છે. અરેરે!

(અનુષ્ટુભ્)

ભાઈને ભાગ દેવો તે વંચના શું હશે અલ્યા?
રૂડું શું? યાચતા તે, કે બળાત્કારે હરેજ તે? ૩૪

**સર્વઃ**—(એકદમ) શું શું? બળાત્કારે હરે?

**ભીષ્મઃ**—પૌત્ર દુર્યોધન, યાદ રાખજે કે હજુ યજ્ઞનું અવભૃથ સ્નાન તેં હમણાંજ પૂર્ણ કર્યું છે. (બાજુ) મારી સલાહ માનતો હોય તો ભાઈ, આ મિત્ર દેખાતા શત્રુ શકુનિનું કહ્યું સાંભળીશજ નહિ. તમો ભાઇઓ વચ્ચે વિરોધ કરાવનાર એજ છે. વળી આજે—

( વસંત )

પાંડુ-સુતો સકળ દ્રૌપદી દેવી સાથે,
જે ઘોર જંગલ મહીં દુઃખથી ભમે છે;
આ જે પરસ્પર તમે કલહે મચ્યા છો
તે પાપ દુષ્ટ શકુનિ તણું સર્વ જાણુ; ૩૫

દુર્યોધન:—તે સર્વ ખરૂં હશે...પરંતુ આચાર્ય એક વાત હું પૂછવા ઇચ્છું છું.

દ્રોણ:—બોલને.

દુર્યોધન:—આપ કહો છો કે 'પાંડવો બળાત્કાર કરે', તો તે દિવસે જ્યારે ભરસભામાં અમે દ્રૌપદીના કેશ ઝાલી તેનું અપમાન કર્યું ત્યારે, જો તેઓ બળાત્કાર કરવાને સમર્થ હતા તો, શા માટે કાયર પેઠે માત્ર રોષ ચઢાવીનેજ બેઠા?

દ્રોણ:—એ વિષયમાં તો, તમે જેને ધર્મને નામે છેતરી બંધનમાં લીધા હતા તે, યુધિષ્ઠિરનોજ વાંક છે. નહિ તો—

( ગીતિકા )

વાર્યો ન હોતે ભીમને જો, સભા-સ્તંભ ઉખેડતાં,
તો આજ આ શકુનિ મુખે સુણુતે નહિ કદી બોલ આ! ૩૬

ભીષ્મ:—શી વાત માંડી હતી, અને શી વાત પર આવ્યા! આચાર્ય, હવે કૃપા કરી મુખ્ય વાત પર આવો અને કાર્ય સમાપ્ત કરો. કલહ કરવાની શી જરૂર છે?

દ્રોણ:—કાર્ય કથળ્યું છે. તો ભલે કલહ થાય હવે.

ભીષ્મ:—જેવી આપની ઇચ્છા...(દુર્યોધનને) પૌત્ર દુર્યોધન, જરા વિચાર કર કે પાંડવો તો—

( વસંત )

છે નમ્ર, ને વળી નિરાશ્રિત છે બનેલા,
યાચે જરા તુજ કને. નહિ ગર્વ રાખે;
તું જ્યેષ્ઠ બંધુ. વળી તે તુજને ચહે છે,
તેને વને શું ક્રૂર થૈ મરવાજ દેશે? ૩૭

શકુનિ:—( બાજુ ) હા. હા. મરવા દઇશું. મરવા દઇશું.

કર્ણ:—( નમ્રતાથી ) હવે આચાર્ય, ક્રોધને શાંત કરો. આપ જાણોજ છોને, કે દુર્યોધન તો રાજા છે, અને રાજા તો—

( માલિની )

કટુ હિતમય તોયે વેણ સાંખી શકે ના,
પર સ્તુતિ સ્વસમીપે ચાલતી સાંભળે ના;
(માટે) અવસિત થયલું આ શિષ્યનું કાર્ય રક્ષો.
ગજ સમ સમજાવી દોરવો રાયને તો. ૩૮

દ્રોણ:—વત્સ કર્ણ, રાજગુણ એવા છે, તો બ્રહ્મતેજ પણ અપાર છે. છતાંયે તેં મને ચેતવ્યો છે તો ઠીક. તું કહે છે તે રસ્તો હું લઇશ...પુત્ર દુર્યોધન, હું તારો આચાર્ય તો ખરો ને!

ભીષ્મ:—ઠં. હવે બરાબર માર્ગ પર આવ્યા. દુર્વિનીત જનોનું ઔષધ તો સાંત્વનાજ છે.

દુર્યોધનઃ—મારા એકલાનાજ કેમ? મારા આખા કુળના આચાર્ય છો.

દ્રોણઃ—એ તેં ઠીક કહ્યું. ત્યારે સાંભળ—

(વસંત)

હું વંચના કદી કરૂં તુજ કાર્યમાં તો,
તારે ન દોષ, ઉલટો અતિ લાભ તેમાં;
ભેદો પરસ્પર મહાકુલમાં પડેલા,
ધર્માધિકારી જનના વચનેજ ભાંગે. ૩૯

દુર્યોધનઃ—આપ કહો છો તે સત્ય છે; પરંતુ એ વિષયમાં હું જરા મંત્રણા કરવા ઇચ્છું છું.

દ્રોણઃ—પુત્ર, કોની સાથે મંત્રણા કરવા ઇચ્છે છે? બોલ,

(વસંત)

શું ભીષ્મ કે કૃપથી, કર્ણથી મંત્ર ધારે?
સિંધેશ કે શું મમ પુત્રની સાથ ઇચ્છે?
માતા પિતાની શિખ કે શું વિદુરજીની?
દુર્યોધનઃ- ઇચ્છું જરા શકુનિ કેરી સલાહ માત્ર. ૪૦

દ્રોણઃ—હેં? શકુનિની સલાહ! ત્યારે તો પહોંચી રહી વાત!

દુર્યોધનઃ—મામા, આમ આવો. વયસ્ય કર્ણ, આમ આવ જરા.

દ્રોણઃ—(થોડીવાર વિચાર કરી સ્વગત) લાવ ત્યારે એમજ કરી જોઉં. (પ્રકાશ) ભાઇ શકુનિ, આમ આવો તો.

શકુનિઃ—લ્યો હું તો આવ્યો.

(પાસે જાય છે.)

**દ્રોણઃ**—( ધીમેથી સમજાવીને ) જો ભાઈ શકુનિ, હું તો હવે વૃદ્ધ થયો છું તેથી કાંઇ ગમે તેમ બોલાઈ ગયું હોય તે ધ્યાનમાં ન લેતાં જેમ તેમ કરીને કાંઈ માંડવાળ અને સંપ થાય તેમ કરાવી આપજો હોં.

**ભીષ્મઃ**—( સ્વગત ) અહા, ભલા અને ભૂંડા વચ્ચે કેટલો ભેદ હોય છે !

( અનુષ્ટુભ્ )

**શિષ્યના પ્રેમથી પોતે ગુરૂ યાચે શકુનિને;**
**તોય ના મૂકશે પાપી પોતાની રૂઢ વક્રતા!** ૪૧

**શકુનિઃ**—( દ્રોણને ) હાં હાં. તેની તમે ચિંતા કરશો નહિ... ( એમ કહી દુર્યોધન પાસે જતાં સ્વગત ) જોયો ? આ ગુરૂજી કેવો શઠ છે ! પોતાનું કામ કાઢી લેવા મને કેવો પટાવે છે ! પણ ખબર નથી કે શકુનિ સાથે કામ છે !

( એમ કહી દુર્યોધન-કર્ણની પાસે જાય છે. ત્રણે મંત્રણા કરે છે. )

**દુર્યોધનઃ**—બોલો મામા, હવે પાંડવોને રાજ્યનો હિસ્સો દેવા વિષે તમારો શું અભિપ્રાય છે ?

**શકુનિઃ**—( હાથનો છણકો કરી ) એક કકડી પણ દેવું નહિ, એજ મારો તો અભિપ્રાય.

**દુર્યોધનઃ**—મામા, થોડું તો આપવું જોઇએ હોં.

**શકુનિઃ**—( મોં ચઢાવી ) આપવું છે તો સામટુંજ આપી દેને.

અમને શાનો પૂછે છે? ફૂંકી મૂકને બધુંજ! (આંખો કાઢી) જોઓઓ...

**દુર્યોધનઃ**—વયસ્ય અંગરાજ, તું કેમ કાંઇ બોલતો નથી?

**કર્ણઃ**—હું શું બોલું...અથવા મારે બોલવાનું રહ્યું છેજ શું? જોને,

(વંશસ્થ)

સહ્ભ્રાતૃતા તેમજ બંધુસ્નેહ તો
દાખ્યો શ્રીરામે. હું શું બોલું તે વિષે?
(પણ) ક્ષમા–ક્ષમત્વે તુજ વેણુ મોટું, ને—
સંગ્રામ કાળે અમ સ્હાયકો થશું. ૪૨

બીજું અમે શું કરી શકીએ?

**દુર્યોધનઃ**—તું તો છૂટીજ પડે છે...ઠીક ત્યારે મામા, એકાદ એવો પ્રદેશ શોધી કહાડોને કે જ્યાં મોટા શત્રુઓ ઉભા થાય અને અન્નનો દાણોયે પાકે નહિ! તે આપણે પાંડવોને આપીએ.

**શકુનિઃ**—પણ ભાણા, એ તો નિશ્ચય માનજે કે—

(ગીતિકા)

નહિ દેશ કો જગમાં હશે જ્યાં પાર્થને કો જીતશે!
(અને) બળતા રણેયે તૃણ થશે, જો ત્યાં યુધિષ્ઠિર જઈ વસે!! ૪૩

તો પછી કયો દેશ આપવો?

**દુર્યોધનઃ**—તે ખરૂં હશે. પરંતુ મામા, મારે તો આટલુંજ જોઇએ છે કે—

ગુરૂ–કર મહીં આપ્યું વારિ સંકલ્પનું મેં,
દીઠું વડીલ સહુએ તે ગણુશે પ્રમાણ;
(માટે તે) જલ કદી ખરૂં થાયે જૂઠ કે વંચનાથી,
તદપિ કરવું તે તો એજ છે માત્ર ઇચ્છા. ૪૪

**શકુનિ**:—ત્યારે ગમે તેમ કરી તારે પ્રતિજ્ઞામાંથી છૂટવું છે, એમજ કહેની ?

**દુર્યોધન**:—હા હા. એમજ બીજું શું ?

**શકુનિ**:—ત્યારે તો બ્હીએ છે શાનો ? ગભરાય છે શાનો ? (હાથ પકડી ખેંચતાં) ચાલને મારી સાથે.

(એમ કહી શકુનિ દુર્યોધન તથા કર્ણને દ્રોણ–ભીષ્મની પાસે લાવે છે.)

**શકુનિ**:—અહો આચાર્ય ! આ છત્રપતિ વિજ્ઞાપના કરવા ઇચ્છે છે.

**દ્રોણ**:—ગાંધારરાજ, બોલો શું છે ?

**શકુનિ**:—એ તો કહે છે કે જો **પંચરાત્રિ**માંજ આપ પાંડવોની ભાળ લાવો તો અમારે તેમનું રાજ્ય તેમને આપવું...

**દ્રોણ**:—(સક્રોધ) અહંહંહં...

(વસંત)

જેને તમે વધુ દુઃખી કરવાનું ધારી
ખોળ્યા અતિ વરસ દ્વાદશ વ્યર્થ યત્ને;
"તે પંચરાત્ર મહીં પાંડવ શોધી કાઢો !"

ધિક્કાર છે! અત્યા, સ્પષ્ટજ કહી દેને કે—

" ન્હાનું કરી નથીજ આપવું રાજ્ય મારે." ૪૫

**ભીષ્મ**:—પૌત્ર દુર્યોધન, જોજે ધર્મની ક્રિયામાં છળ ન જોઇએ. હજુ તારો યજ્ઞ પૂર્ણ થયો નથી. આવાં છળથી તો અમે પણ ખિન્ન થઇશું. પૌત્ર, તારે તો પ્રતિજ્ઞા સત્ય કરવીજ જોઇએ માટે—

(ઇંદ્રવજ્રા)

" તે આજ કે વર્ષ સહસ્ર કેડે,
આવે કને તોય દઇશ ભાગ, "
એવું કહી સત્ય કરો પ્રતિજ્ઞા;
(કારણ કે) કુરૂપ્રતિજ્ઞા નહિ નષ્ટ થાય. ૪૬

**દુર્યોધન**:—પૂજ્ય પિતામહ, હું પણ તેજ વિચારમાં છું.

**શકુનિ**:—(સ્વગત) વળી પાછો ફરી જવાનો કે શું!

**દ્રોણ**:—(સ્વગત) મને લાગે છે કે **પંચરાત્ર**ની શરત મારે કબૂલવીજ પડશે. અને તેથીજ—

(આર્યા)

ઓળંગી સાગરને મારૂતિએ જ્યમ દીઠીજ વૈદેહી,
ત્યમ મુજ વૃત્તિ આજે પાંડવ માટે ફરી ફરી ઉડતી! ૪૭

(એક અનુચર પ્રવેશે છે.)

**અનુચર**:—(નમન કરી) જયજયકાર મહારાજનો! વિરાટનગરથી દૂત પાછો આવ્યો છે.

**સર્વ**:—તેને તરતજ અહીં પ્રવેશ કરાવ.

**અનુચર**:—જેવી આજ્ઞા.

(અનુચર જાય છે. દૂત આવે છે.)

**દૂત**:—જય મહારાજાધિરાજ!

(નમન કરી દૂર ઉભો રહે છે.)

**ભીષ્મ**:—કેમ વિરાટેશ્વર આવ્યા કે નહિ?

**દૂત**:—પિતામહ, તેઓ શોકને લીધે આવ્યા નથી. કારણકે તેમના સાળા કીચક, જે સો ભાઇઓ હતા તે સર્વનો એક સાથે નાશ થયો......

**સર્વ**:—હેં હેં? કેવી રીતે?

**દૂત**:—અન્નદાતા, મને આ પ્રમાણે ઉત્તર મળ્યો હતો—

(અનુષ્ટુભ્)

રાત્રિમાં છદ્મ-વેશીએ બાહુ-માત્રથી છેદીઆ;
પ્રતીતિ થાય છે તેથી અશસ્ત્રધારીએ હણ્યા! ૪૮

**સર્વ**:—(આશ્ચર્યથી) હેં! હેં!

(દુર્યોધન અને શકુનિ આ વાત માનતા ન હોય એમ પરસ્પર વાતો કરે છે.)

**ભીષ્મ**:—(કંઇક વિચાર કરી આનંદથી) શું ત્યારે ખરેખર તે અશસ્ત્ર વધ હતો કે?

**દૂત**:—હા કૃપાનાથ.

**ભીષ્મ**:—(ધીમેથી દ્રોણને) ત્યારે તો આચાર્ય, કબુલ રાખો એ શરત પંચરાત્રની.

**દ્રોણ**:— (કુતૂહલથી) કેમ?

**ભીષ્મ**:—(સહર્ષ)

( અનુષ્ટુભ્ )

લીલા એ ભીમની જાણો નહિ કો વીર તે વિના;
રોષ સો કૌરવોનો તે કાઢ્યો આ ભાઈ સો પર. ૪૯

**દ્રોણ**:—હં. પણ આપે તે કેમ જાણ્યું ?

**ભીષ્મ**:—અહો ! એટલું પણ અમે નહિ જાણીએ ? આચાર્ય,

( અનુષ્ટુભ્ )

ખેલતા જે નદી તીરે બાલ હસ્તી મદે ભર્યા;
શું તેના દંતભોગોને વૃદ્ધ હસ્તી ન પારખે ? ૫૦

**દ્રોણ**:—ધન્ય છે આપની બુદ્ધિને ! ત્યારે તો આપણી શરત સિદ્ધજ થઈ માનો......( પ્રકાશ ) વત્સ દુર્યોધન, તું માત્ર **પંચરાત્ર** નીજ શરત કરે છેને ?

**દુર્યોધન**:—હાસ્તો.

**દ્રોણ**:—મારે તે શરત કબુલ છે...અરે, યજ્ઞ સમારંભમાં પધારેલા રાજાઓ, આપ સાંભળો. અહીં આ છત્રપતિ કુરૂરાજ દુર્યોધન તેમજ તેના મામા ગાંધારરાજ શકુનિ પ્રતિજ્ઞાપૂર્વક કબુલ કરે છે કે, જો અમે **પંચ રાત્રિમાં** પાંડવોની ભાળ કાઢી આપીએ તો તેમણે તેને રાજ્યનો અર્ધો ભાગ આપી દેવો. ( દુર્યોધનને ) કેમ ખરૂંને ?

**દુર્યોધન**:—હા, ખુશીથી.

**દ્રોણ**:—તોયે બે ત્રણ વાર એનો વિચાર કરી જોજે.

**દુર્યોધન**:—ઠીક, હું કબુલ કરૂં છું. ( મામા પ્રતિ જૂએ છે. )

**શકુનિ**:—( બાજુ ) સમય આવ્યે જોઈ લઇશું.

**દ્રોણ**:—કેમ પિતામહ બરાબર છેને ?
**ભીષ્મ**:—હાસ્તો. (સ્વગત) ખરેખર—

(અનુષ્ટુભ્)

હર્ષની રેલથી આજે ધૈર્ય ખોયું ગુરૂજીએ;
(પણ) ઠગે છે દુષ્ટ રાજા આ, એવી શંકા રહે મને! ૫૧

(પ્રકાશ) પૌત્ર દુર્યોધન, વિરાટ રાજાની સાથે આપણે એક ગુપ્ત વૈર તો છેજ. અને વળી આ વખતે બહાનું કાઢીને યજ્ઞમાં ન આવી એણે આપણા કુલનું અપમાન કર્યું છે. તો મારો એવો અભિપ્રાય છે કે એની ગાયોનું હરણ કરવું.

**દુર્યોધન**:—મારો પણ એવોજ વિચાર છે; કારણ સો ભાઇઓનો એકજ માણસે શસ્ત્ર વિના વધ કર્યો એ તો બીલકુલ અશ્રધ્ધેય છે. કેમ મામા ?

**શકુનિ**:—(ડોકું ધુણાવી) એમાં શો શક ?

**દ્રોણ**:—(બાજુ પિતામહને) આપે આ ગોગ્રહણનું ઠીક સૂચવ્યું હોં!

**ભીષ્મ**:—અરે આપ જોજો તો ખરા! રથ દોડશે ત્યારે—

(અનુષ્ટુભ્)

સૂણતાં ઘોર ચક્રોનો ક્રોધશે વીર પાંડવો;
હરાતી ધેનુની રક્ષા માટે તે પ્રાણ આપશે. ૫૨

(સેનાપતિ પ્રવેશ કરે છે.)

**સેનાપતિ**:—છત્રપતિ, નગર પ્રતિગમન માટે સર્વ યોદ્ધા, રથો અને સાર્થવાહો તત્પર થઇ ઉભા છે.

દુર્યોધન:— (અનુષ્ટુભ)

એના એજ રથો વાળી વિરાટ નગરે વળો !
કરી અપમાનની શિક્ષા ગાય શીઘ્ર જઈ હરો ! ૫૩

(સેનાપતિ જાય છે.)

હાશ ! અત્યાર સુધી,

(અનુષ્ટુભ)

યજ્ઞનાં કાર્યથી મારી ગદા શાંતિ ધરી રહી;
આજ તે રાક્ષસી રૂપે હાથ આવે ઘણા દિને. ૫૪

દ્રોણ:—પુત્ર દુર્યોધન, આ યુદ્ધમાંજ અમે તારૂં પરાક્રમ જોઈશું.

દુર્યોધન:—જેવી આચાર્યની ઇચ્છા !

દ્રોણ:—અને ગાંધારરાજ શકુનિ, આ ગોગ્રહણ યુદ્ધમાં તમારો રથ પહેલો—મોખરે—રાખવાનો છે હોં !

શકુનિ:—(ઉશ્કેરાઈ જઇ) હા હા હા. ત્યારે તો ઓ સેવકો,

(શાર્દૂલ)

હસ્તી લાવી ખડો કરો પલકમાં,

દ્રોણ:— લાવો ધનુષ્ માહરૂં,

કર્ણ:- જોડીને રથ વેગવાન હયથી સ્થાપો અરે સેવકો !

ભીષ્મ:-મારૂં ચિત્ત ઉડે વિરાટનગરે દ્યો બાણ ભાથો મને,

સર્વ:- આજ્ઞા દ્યો અમને પિતામહ તમે શાંતિ ધરીને રહો. ૫૫

(સર્વ યુધ્ધે ચઢવા જાય છે.)

## અંક પૂર્ણ

# ❧ અંક બીજો ❧

## પ્રવેશક

( એક વૃદ્ધ ગોવાળીઓ બબડતો પ્રવેશે છે. )

વૃદ્ધ:—મારી ગાયોનાં વાછડાં ઝીવતા રો ' ! બધી ગોવાલણીઓ હોભાગવંતી થાઓ. અમારો રાઝા મોટો ચક્કરપટી, છત્તરપટી, પરૂથવીપટી થાઓ. ( હાથમાંની ડાંગ ભોંય પર નાંખી ) હાં હાં ભલે ઇયાહ આઇવું. આઝે તો રાઝાઝીની વરહગાંઠનો દિવહ સે. તેથી તે ગઉદાણુ આપહે. તો ભગવાન કરે ને આખી દુનિયાની ગાયો અહીં આવી રો ' ! અને બધા ગોવાલીઆ ગોવાલણોને મઝા પડો ! આપડે તો બાપુ હેવુંઝ માગીએ સીએ......અને તે બધાં ભેળાં થહે તેમાં આપડે તો વરદ્ધ વડીલ તરીકે જઇહું ખુહીથી !

( એટલામાં એક ઝાડ પર બેઠેલો કાગડો ' કા...કા ' કરી બોલે છે. તે જોઈ, )

અરે પણ આ કાગડો કમ આ હુક્કાં થડીઆં પર બેહી ઉગમણું ઝોઇ ઝોઇને કા...કા...કા...કરી રડે સે ? એ તો અપહુકન ખરાબ ! ( ઘુંટણીએ બેસી જઈ ) ઓ ભલા

ભગવાન, અમે ને અમારી ગાયો હુખ્ખે રે'! હારૂં કરજો!......
લાવ ત્યારે હું વડીલ સું તો બઢાં સોકરા સોકરીઓને હાક
મારી ભેળાં કરૂં. લ્યા ગોમિટરક, હો ગોમિટરક! આમ
આવજે હો......

( એક છોકરો આવે છે. )

**ગોમિત્રકઃ**—કમ, મામા, હી આગના સે ?

**વૃદ્ધઃ**—( ઉભો થઈ ) હાંતિ થાવ! હાંતિ થાવ! આપડી ગાયો ઝીવતી રે.' અલ્યા ગોમિટરક, આઝે રાઝાઝીનો ઝનમ દિવહ. તે ગઉદાણુ અપાહે. તો ભગવાન કરે ને રાઝાઝીની ગઉહાળામાં ગાયોનો ટોળો વદો! અને બઢા ગોવાળીઆને મઝા પડે!... માટે તુંયે બઢાં ગોવાળીઆ ગોવાલણોને હાક મારી ભેળાં કર...

**ગોમિત્રકઃ**—( હાથ જોડી ) હોવે મામા. (જરા ધાંટો પાડી ) અલી ગોરખણીઈઈઈ! એ ધીપીંડીઆ...! એ સાંમીણી...! એ ગોઢાદદ્ ! એ ભેંહદદ્ ! અરે માટલીદદ્ ! આવો આવો હો દોડતા.

( કેટલાંક છોકરા છોકરીઓ દોડી આવી
ડોસાના પગમાં આળોટી પડે છે. )

**સર્વઃ**—જેજે, મામા, જેજેજેજેએએએ......

**વૃદ્ધઃ**—(બે હાથ ઉંચા કરી ) હાંતિ થાવ! હાંતિ થાવ! આપડી ગાયો ઝીવતી રે'! મારાઝાઢિરાઝ વિરાટનો આઝે ઝનમ-દિવહ સે. તે આપડે ગાયોનું દાણુ આપહે. માટે આઝે તમે હો આનંદ કરો ને મઝા કરો ને નાચો.

**સર્વ**:—(સહર્ષ) હેં? હેં?...બઉ હારૂ મામા. (એમ કહી ચપટી વગાડી નાચતાં) મઝા પડીરે મઝા પડી! ઝનમદિવહની મઝા પડી! (વગેરે બોલી કુદે છે ને બરાડે છે.)

**વૃદ્ધ**:—(તે જોઇને) હાબાહ! હાબાહ! વાબ્બાજી વાવ્વા! ફક્કડ! ચાલો હું પણ નાચું. (પોતે પણ નાચે છે.)

**સર્વ**:—ઓ, ઓ! ઉભા રો'. જુઓ હેલી બઉ ધૂર ઉરતી દેખાય સે...

**ગો૦મિત્રક**:—ધૂર હાથે હંખ ઢોલ પણ હંભળાય સે.

**વૃદ્ધ**:—અરરરર! ધૂરના સાંદરણા ઝેવા ગોટામાં હૂરજ પણ કોઇ કોઈ વાર દેખાય સે, ને નહિ પણ દેખાય સે...

**ગોરખણી**:—ઓ...ઓ...ઓ...મામા, આ તો કંઇ દંઇના પીંડા જેવાં ધોરાં સતરાં લઇ મોટા મોટા ગારામાં બેહી સોરો આવેસે.

**વૃદ્ધ**:—ઓહો! કામકાં પણ પરવાં માર્યાં. નાહો, નાહો, ઝટ કોઢમાં ભરાઈ ઝાઓ. હો...હો...હો...

**સર્વ**:—(નાસતાં) દોડી ઝાઓ. નાહોરેએએ...

(છોકરાંઓ નાસી જાય છે.)

**વૃદ્ધ**:—(ઉભો રહી મુછ પર હાથ મૂકી) ઠીક સે. કંઇ નઇ. ઉભા તો રો', લુસ્સાઓ! હું મારો દંડુકો લઇ આઉં...પણ નહિ મારાઝ વિરાટનેઝ કહી આઉં. રાઝાઝીનેઝ કહી આઉં.

(દોડતો જાય છે.)

## પ્રવેશક પૂર્ણ

(સભા સ્થાનમાં)

યોદ્ધો:—( પ્રવેશ કરી ) અરે ઓ રક્ષકો, મહારાજાધિરાજ વિરાટેશ્વરને નિવેદન કરો...

નેપથ્યે:—શું, શું ?

યોદ્ધો:—કે દસ્યુકર્મ કરી કરીને પોતાની કીર્તિ ગુમાવી બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્રો આપણી ગાયોનું હરણ કરી જાય છે; અને વળી એટલો ત્રાસ વર્તાવે છે કે—

(વંશસ્થ)

અહીં તહીં પુચ્છ ઉભાં કરી કરી,
ત્રસેલ નાસે ભયભીત વાછડાં,
બરાડતી ગાયજ; નંદીઓ બીધા.
(અને) સમસ્ત ગોશાળ ભયે ધ્રૂજી રહી ! ૫૬

નેપથ્યે:—શું ધાર્તરાષ્ટ્રો એમ કરે છે !

યોદ્ધો:—હા, હા, ત્યારે બીજું કોણ હોય !

(કંચુકી પ્રવેશ કરે છે.)

કંચુકી:—તમે કહો છો તે ખરૂંજ હશે. કારણકે પોતાના ભાઇઓનોજ દ્રોહ કરનાર સિવાય બીજું કોણ એમ કરે !

યોદ્ધો:—ઠીક કહ્યું; કારણકે તેઓ આજે તો—

(શાલિની)

સજ્જી બાણો, હાથ ગોધા ચઢાવી,
બખ્તર પે'રી સ્યંદ દોડાવી મોટા;

વિર્યોત્સાહી શસ્ત્ર ને અસ્ત્ર વાળા—
રાજાનું તે વેર ગાયે બતાવે ! ૫૭

માટે મહાશય, આ વાત મહારાજને સત્વર નિવેદન કરવી જોઇએ.

કંચુકી:—તે ખરૂં. પરંતુ જયસેન, જન્મનક્ષત્રની ક્રિયા કરવામાં વ્યાપૃત થયેલા મહારાજને આ નિવેદન અકાલે હોવાથી ક્રોધ ઉત્પન્ન કરશે. માટે તે ક્રિયા સમાપ્ત થતાંજ નિવેદીશું.

યોદ્ધો:—નહિ, નહિ. આર્ય આ કાર્ય સત્વર કરવાનું છે. માટે વિલંબને વેગળો કરવો જોઇએ.

કંચુકી:—જેવી તમારી ઇચ્છા... (જાય છે.)

(રાજા પ્રવેશ કરે છે.)

રાજા:—

(મંદાક્રાંતા)

ગાયો મારી શરથી ડરતી વાછડાં છોડી નાસે,
નાનાં વત્સો રથથી ભડકી માત માટે બરાડે;
તોયે મારો શરમવિહીનો હસ્ત નિરાંત રાખી,
પે'રી રૂડાં વલય, મધુરી ભોગવે અજવાની ! ૫૮

(ઉશ્કેરાઈ) ખરેખર, મનેજ ધિક્કાર છે !...જયસેન, જયસેન.

યોદ્ધો:—(નમન કરી) જય જય મહારાજ.

રાજા:—નહિ નહિ. જયસેન, 'મહારાજ' શબ્દ હવે મને ઉચિત નથી. મારૂં ક્ષત્રિયત્વ લુંટાઇ ગયું છે. જયસેન, મારી તરવાર લાવ. અને બોલ કે રણક્ષેત્રમાં શું થાય છે ?

યોદ્ધાઃ—વિપદ્‌વાર્તા વિસ્તારી વિસ્તારીને ન કહેવાય તો ઠીક. સંક્ષેપમાં એટલુંજ કહીશ કે—

(અનુષ્ટુભ્)

રેણુથી દીસે ગાયોનાં એકવર્ણાં બનેલ તે,
પ્રહારોના જ સોળોથી ભિન્નવર્ણાં જણાય છે? ૫૯

રાજાઃ—(સાંભળી સક્રોધ) હં હં હં હં. ત્યારે તો—

(માલિની)

ઝટ રથ શણગારો, બાણ ને તીર લાવો;
મુજ સહ રણ ચાલો સત્ય ગોભક્ત જે હો.
લડવું ન કદી જાયે, ધેનુને માટ, મિથ્યા—
(કારણ કે) મરણ સુયશ આપે, જીતથી થાય ધર્મ. ૬૦

યોદ્ધાઃ—ધન્ય છે આપને; જેવી આજ્ઞા. (જાય છે.)

રાજાઃ—(વિચાર કરી) હેં? દુર્યોધનને મારી સાથે શું વૈર હશે? હું એના યજ્ઞમાં ન ગયો, તેથી?...પણ ત્યાં હું કેવી રીતે જઇ શકું?...કીચકોનાં મૃત્યુથી અમે શોક સંતાપમાં પડયાં હતાં તે તો એને ખબર હશેજ...ત્યારે?...પરોક્ષ રીતે પણ હું પાંડવોનો શુભાકાંક્ષી ખરોને, તેથી હશે...ગમે તેમ હોય, તો પણ મારે તો મારૂં ક્ષત્રિયત્વ બતાવી આપવું...હાં. પણ હસ્તિનાપુરમાં પહેલાં રહેતા હતા તેથી ભગવાન્ દુર્યોધનને બરાબર ઓળખતા હશે. તેને પૂછી જોઉં ... પણ તે તો દુર્યોધનનો જરા પણ વાંક કાઢશે નહિ ... પણ કંઇ

નહિ. મારો સ્વાર્થ છે એટલે હું પૂછીશ તો ખરોજ...
(મોટેથી) અરે કોઈ છે કે?

**પ્રતિહારી:**—(પ્રવેશ કરી) જય મહારાજ!

**રાજા:**—ભગવાનને બોલાવી લાવ.

**પ્રતિહારી:**—જેવી આજ્ઞા.

(જાય છે.)

(એટલામાં ભગવાન્ આવી પહોંચે છે.)

**ભગવાન્:**—(પ્રવેશ કરી આમ તેમ જોઇ આશ્ચર્યથી સ્વગત) અરે! આ સર્વ શું?

(શિખરિણી)

ઉભા છે હસ્તીઓ, કવચ સજીને અશ્વ સઘળા,
રથો શૃંગાર્યા, ને કમર કસી ઉભા વીર બધા;
નિહાળી સર્વે આ ત્વિરત ભય લાગે મુજ હૃદે.
મને તો ના કાંઈ, ચપળ જ પરંતુ અનુજ છે. ૬૧

**રાજા:**—(નમન કરતાં) જય થાઓ, ઋષિરાજનો! હું વિરાટ આપને અભિવંદન કરૂં છું.

**ભગવાન્:**—કલ્યાણ થાઓ.

**રાજા:**—(આસન આપતાં) આ આસને વિરાજીએ.

**ભગવાન્:**—(બેસીને) રાજા,

(અનુષ્ટુભ્)

તૈયારી થાય શાની આ? લક્ષ્મી સંતોષ ના ધરે;
ધનીને લોભમાં નાંખે, દુઃખ કાપે પીડિતનાં! ૬૨

**રાજા**:—પાપીઓએ મારી ગાયોનું હરણ કરી મને અપમાન આપ્યું છે...

**ભગવાન્**:—કોણે ?

**રાજા**:—ધૃતરાષ્ટ્રના પુત્રોએ—કૌરવોએ.

**ભગવાન્**:—હેં ? ( સ્વગત ) અરેરે ! આ પણ દુઃખ જ કેની !

( ઉપજાતિ )

મનસ્વીઓનાં દીલ કંપવાનાં,
કરે કુકર્મો કદી આપ્ત-સ્નેહી!
( કારણ કે ) છે વૈર તોયે અપરાધ એનો,
લાગે જ જાણે થયલો અમોથી. ૬૩

**રાજા**:—ભગવન્, હવે આપ શો વિચાર કરો છો ?

**ભગવાન્**:—બીજો કાંઇ નહિ. તેમનોસ્તો.

**રાજા**:—ભગવન્, હવેથી સર્વ ખુલ્લું થશે. હું કાંઇ રાજા યુધિષ્ઠિર જેવો નથી, કે શક્તિમાન હોવા છતાં તેમને ક્ષમા આપું. એવું તો માત્ર ધર્મરાજાજ કરે, ભગવન્ !

**ભગવાન્**:—( હસતાં સ્વગત ) અરેખર ધન્ય છે ! યુધિષ્ઠિર તને ! કારણ કે દુનિયાએ હવે જાણ્યું કે જે કાંઈ થયું તે તારી ભીરુતાથી નહિ; પરંતુ—

( શાલિની )

સૂતા પૃથ્વી પર્ણ શય્યા રચીને,
ને દુષ્ટોએ દ્રૌપદી વસ્ત્ર લૂંટયાં,

રાજ્યો ખોયાં, આશ્રયો, ગુપ્ત લીધા,
તે તો સર્વે નીપજેલું ક્ષમાથી. ૧૪

(એક યોદ્ધો પ્રવેશ કરે છે.)

**યોદ્ધોઃ**—(નમન કરી) જય ભગવન્!

**રાજાઃ**—અલ્યા, દુર્યોધન શું કરે છે?

**યોદ્ધોઃ**—એકલો દુર્યોધન કેમ? પૃથ્વીના સઘળા રાજા એકત્ર થયા છે. અન્નદાતા, ત્યાં તો—

(વસંત)

છે દ્રોણ, ભીષ્મ, શકુનિ ત્યમ શલ્યરાજ,
ઉભા રહ્યા કૃપ, જયદ્રથ, કર્ણ સાથે;
તે સર્વની રથ-ધ્વજાથી ગયો અમારો
ઉત્સાહ; તો, પ્રભુ કહે, કરશે શું બાપ્પો? ૧૫

**રાજાઃ**—(એકદમ હાથ જોડી ઉભા થઇ) હેં હેં? મહાત્મા ભીષ્મ પણ લડવાને આવ્યા છે?

**ભગવાનઃ**—(સ્વગત) ધન્ય છે આ રાજાને! કે વઢવા આવનાર પ્રત્યે પણ એની પૂજ્યવૃત્તિ ભુંસાઇ નથી...પરંતુ સમજાતું નથી કે—

(આર્યા)

તે શા કાજે આવ્યા, કુરૂકુલ કેરા વડીલ ઉત્તમ જે?
(કદાચ) સ્મારણ મુજ કરવાને પૂર્ણ થઇ જે હતી પ્રતિજ્ઞા તે! ૧૬

**રાજાઃ**—(યોદ્ધાને) મારા સારથીને મોકલી આપ.

**યોદ્ધો**:—જેવી મહારાજની આજ્ઞા.

(જાય છે.)

**ભગવાન્**:—કેમ રાજા, શો નિશ્ચય કર્યો ?

**રાજા**:—લડવાનોજ ભગવન્..

(સારથી પ્રવેશ કરે છે.)

**સારથી**:—જય જય કૃપાવન્!

**રાજા**:—સારથી,

(અનુષ્ટુભ્)

રથને લાવ વ્હેલો તું; શ્લાઘ્ય યોદ્ધો મળ્યો રણે;
જયની આશ તો છે ના; સંતોષું બાણવર્ષણે. ૬૭

**સારથી**:—(નમન કરી) પરંતુ કૃપાવન,

(અનુષ્ટુભ્)

રિપુનાં સૈન્યને ભેદે એવો જે રથ આપનો.
લઈ તે રથ–ચર્યાએ ગયેલા છે કુમારશ્રી. ૬૮

**રાજા**:—હેં ? શું કુમાર ગયો પણ છે ?

**ભગવાન્**:—ઓ રાજા, કુમારને પાછો બોલાવ, પાછો. કારણકે—

(માલિની)

અગણિત ગુણદોષો ક્ષેત્રનાં તે ન જાણે,
વય કુમળીજ તેથી ઉતરે સ્હેજ યુદ્ધે;
(પછી તો) રણ–દવ અતિ પાસે આવતાં શું ન બાળે ?
(અને) કપટી નીચ જનો તે પાપ કરતાં ડરે શું ? ૬૯

રાજા, તું હારશે એવું હું કહેવા ઇચ્છતો નથી. પરંતુ યુદ્ધના દોષો ઘણાજ છે.

**રાજા**:—તેથીજ ઓ સારથી, તું ઝટ જઇને બીજો રથ તૈયાર કર.

**સારથી**:—જેવી આજ્ઞા. (એમ કહી જવા માંડે છે.)

**રાજા**:—હાં પણ અલ્યા, આમ જોતો.

**સારથી**:—(આવીને) આજ્ઞા મહારાજ.

**રાજા**:—કુમાર રથ લઇ ગયા એમ તું કહે છે તો—

(અનુષ્ટુભ્)

પુત્રના રથની સાથે સારથી તું ગયો ન કાં ?
શું તેણે ના રજા દીધી ?....રાયનો સારથી તું છે ! ૭૦

**સારથી**:—(હાથ જોડી) અન્નદાતા, હું શું કરૂં ? હું તો રથ તૈયાર કરી સારથીસ્થાને બેસવા જતો હતો; પરંતુ—

(અનુષ્ટુભ્)

કૌશલ્ય કો હશે તેમાં, અથવા હાસ્ય ખેલવા,
ઉઠાડી મુજને એણે બેસાડી ત્યાં બૃહન્નલા. ૭૧

**ભગવાન્**:—(હર્ષથી) હેં હેં ? એમ છે તો, રાજા, ગભરાવાનું કાંઇ કારણ નથી; કારણકે—

(વંશસ્થ)

ગઈ હશે જો રથ શું બૃહન્નલા,
(તો) ઉરાડી ગોટા ધૂળ મેઘ આણશે;

નસાડશે શૌરથી શત્રુ સ્હેજમાં,
ધનુષ્ વિનાયે રથ જીતી આવશે. ૭૨

રાજા:—તોયે પણ બીજો રથ તો તૈયાર કરજ.

સારથી:—જેવી આજ્ઞા. (જાય છે.)

(એક યોધ્ધો આવે છે.)

યોદ્ધો—(નમન કરતાં) મહારાજ, કુમારશ્રીનો રથ નાઠો...

રાજા:—(સાશ્ચર્ય) હેં હેં? કેવી રીતે?

યોધ્ધો:—સાંભળો, કૃપાવન્,

(અનુષ્ટુભ્)

માર્ગ જ્યાં અશ્વનો રોક્યો મોટા મોટા રણુશ એ
છૂપાવા વૃક્ષરાજિમાં સ્યંદ નાઠો સ્મશાનમાં. ૭૩

ભગવાન્:—(સહર્ષ, સ્વગત) અહાહા, સ્મશાનમાંજ ગાંડીવ રાખેલું છે! (પ્રકાશ) ઓ રાજા,

(અનુષ્ટુભ્)

સ્યંદ નાઠો સ્મશાને તો થયું છે સુનિમિત્ત એ!
ઉભા છે ધાર્તરાષ્ટ્રો જ્યાં, થશે તેનું સ્મશાન ત્યાં! ૭૪

માટે હવે તારે ક્ષોભ પામવાનું કારણુ નથી.

રાજા:—ભગવન્ અકાલે આપનું આ સ્વસ્થ વાક્ય હૃદયમાં ક્રોધ ઉત્પન્ન કરે છે.

ભગવાન્—ક્રોધને સ્થાન દેવું ન જોઇએ. પહેલાં કોઈ દિવસ હું અસત્ય બોલ્યો હોઉં એવું તને યાદ છે?

**રાજા**:—( નમ્ર થઇ ) ના. તે તો નથી. પરંતુ...

**ભગવાન્**:—ત્યારે હું જે કહું છું તે સત્યજ છે એ સ્મરણમાં રાખજે. ખરેખર, રથ સ્મશાન તરફ ગયો, તો શત્રુઓ જ્યાં ઉભા છે ત્યાંજ તેમની સ્મશાનભૂમિ થશે; અને તારો વિજય થશે.

**રાજા**:—પ્રભુનો ઉપકાર ! ( યોદ્ધાને ) તું જા, આગળ શું થાય છે તે જોઇ આવ.

**યોદ્ધો**:—જેવી આજ્ઞા.

( જાય છે. )

( એક મોટો અવાજ થાય છે. )

**રાજા**:—( તે સાંભળી ) અરે, પણ આ મોટો શોર શાનો ?—

( અનુષ્ટુભ્ )

પૃથ્વી કંપાવતો આ તે સહસા શોર શો હશે ?
બંધથી નીર રોકેલી સરિતાના ધ્વનિ સમો ! ૭૫

**ભગવાન્**:—( સ્વગત ) એ તો ગાંડીવનો ટંકાર !

**રાજા**:—અરે કોઇ છે કે ? જુઓ, આ અવાજ શાનો થયો ?

**યોદ્ધો**:—( આવીને ) આયુષ્મન્ મહારાજ, હું રણક્ષેત્રમાંથી આવું છું. ત્યાં તો—

**ભગવાન્**:—( સ્વગત ) જોજે મને જુઠો ન પાડે...!

**યોદ્ધો**:—ત્યાં -સ્મશાનમાં- સહજ વિશ્રામ લઈ આવ્યા પછી તો કુમારશ્રીનાં—

( શિખરિણી )

શરોની વૃષ્ટિથી રૂધિર વહી જાતું કરિ દીસે,
શું અશ્વો કે યોદ્ધા, બચતું નહિ કોઇ તીર થકી;
રથી સૈનિકો સૌ અજબ થઇ ચોંકેલ દીસતા,
તીરે છાયા માર્ગો; સરર વહતી રક્ત નદીઓ ! ૭૬

**ભગવાનઃ**—( સ્વગત ) ક્યાં ખબર છે કે—

( અનુષ્ટુભ્ )

પ્રભાવો સર્વ છે એ તો ધનુર્ગાંડીવના નકી;
ઇંદ્રના ખાંડવે જેણે પાડેલી ધાર મેઘની ! ૭૭

**રાજાઃ**—( સગર્વ ) ધન્ય છે કુમારને...પરંતુ શત્રુના મહારથીઓ શું કરે છે ?

**યોદ્ધોઃ**—કૃપાવન્, તે મેં પ્રત્યક્ષ જોયું નથી; પણ બીજા દૂતો કહે છે કે—

( શિખરિણી )

'નકી તે ટંકારો !' કહી દૂર થયા દ્રોણ ગુરૂજી,
ધ્વજે બાણો જોઇ શર ત્યજી ન ભીષ્મ પ્રહરતા;
શરે વિંધાયો છે કરણ; સહુ રાજા ભય ધરે—
છતાંયે ત્યાં શૂરો શિશુ જ અભિમન્યુ લડી રહ્યો ! ૭૮

**ભગવાનઃ**—( સ્વગત ) શાબાશ અભિમન્યુ ! પિતાનું નામ રાખ્યું ! ...પરંતુ એની સામે અર્જુન લડતોજ ન હશે. ( પ્રકાશ ) ત્યારે તો એ રાજા,

( અનુષ્ટુભ્ )

તેજ ને અગ્નિ વંશોનો બાલ સૌભદ્ર જો લડે,
બૃહન્નલા ન ચાલે ત્યાં મોકલો અન્ય સારથી. ૭૯

**રાજા:**—એમ મા બોલશો. ભગવન્ ! એમાં બૃહન્નલા ઉપર શો આધાર છે ? કુમાર ક્યાં કાયર છે ? જુઓને—

( શાર્દૂલ )

જેનાં રામશરો ય ના કવચને વિંધી શક્યા ભીષ્મ તે,
કલ્પવૃક્ષ સમું કરે ધનુષને મંત્રો થકી, દ્રોણ તે;
(વળી) જેણે કર્ણ જયદ્રથ સ્વશરથી રાજા કર્યા જેર, ને,
બીજા ભૂપતિ સૈનિકો સકલમાં વર્તાવતો કેર જે— ૮૦
તેવો વીર કુમાર શું ન જીતશે સૌભદ્ર શા બાળને ?
તે શું બાણ પરે શરો ચઢાવતાં પિતૃભયે ખાંચશે ?

નહિ નહિ, કદી નહિ. પરંતુ—

બન્ને છે સરખા વયે, રણ વિષે યોદ્ધા રૂડા દીપશે !
(અને) જીતે તોય, વયસ્ય ભાવથી, નહિ અન્યોન્યને મારશે ! ૮૧

( યોદ્ધાને ) વારૂ. પછી શું ?

**યોદ્ધો:**—વળી કુમારશ્રીનો રથ તો—

( વસંત )

શત્રુ તણા રથ કને ધસી જાય સીધો,
માર્યા વિના ઝટ ફરી વળી જાય બીજે !

જે મ્હારથી નિકટ જાય કુમાર, તે તો
શસ્ત્રો ત્યજે; જ્યમ ગુરૂ તણી આજ્ઞ માની !! ૮૨

**ભગવાન્**:—( સ્વગત ) વડીલ વત્સને કેમ મારે ?

**રાજા**:—( યોદ્ધાને ) ઠીક. પણ તું પાછો જઇ વધુ સમાચાર લાવ.

**યોદ્ધો**:—જેવી અન્નદાતાની આજ્ઞા.

( યોદ્ધો નમન કરી જાય છે. એટલામાં એક દૂત અતિશય આનંદથી આવે છે, )

**દૂત**:—( નમન કરીને ) જય જયકાર મહારાજાધિરાજનો ! અન્નદાતા, શત્રુઓ પલાયન કરી ગયા છે અને ગાયોનું રક્ષણ થયું છે !

**ભગવાન્**:—રાજા, આ વિજય માટે હું તને અભિનંદન આપું છું.

**રાજા**:—ભગવન્, એ તો આપનાંજ પુણ્યનો પ્રતાપ ...... વારૂ પરંતુ કુમાર કયાં છે ?

**દૂત**:—કૃપાવન્, તેઓ તો શૂરવીરોનાં શૌર્ય પુસ્તકમાં લખે છે.

**રાજા**:—એ પણ એક પ્રશંસનીય કાર્ય છે. કારણ કે—

( અનુષ્ટુભ્ )

પ્રસરે શૌર્યની કીર્તિ લખાઇ તુર્ત પુસ્તકે;
ઘવાયો વીર તે જાણી યુદ્ધના દુઃખને ભૂલે. ૮૩

ઠીક. પણ બૃહન્નલા કયાં ?

**દૂત**:—વિજય નિવેદન કરવા માટે અંતઃપુરમાં ગયાં છે.

**રાજા**:—તેને બોલાવી લાવ. ( એટલામાં બૃહન્નલાને જાતેજ ત્યાં આવતી જોઇ ) અરે, તે અહીં આવતીજ જણાય છે.

બૃહન્નલા:—( પ્રવેશ કરતાં )

( શાર્દૂલ )

અંગુલિ ધ્રૂજતી હતી પકડતાં ગાંડીવને હસ્તમાં
પ્રત્યંચા જ ચઢાવતાં, પ્રહરતાં મુષ્ટિય ચાલી નહિ.
છોડયાં મેં શર જેમ તેમ. પટુતા કાંડે હતી તે ગઈ!
ધાર્યું સ્ત્રીરૂપ છે બહુ દિન થયા, તેથી દશા એ થઈ! ૮૪

વળી, મેં

( ઉપજાતિ )

લજ્જા મૂકીને ધરી વેશ આવો,
નરેન્દ્ર મધ્યે ઝટ બાણ ખેંચ્યું.
(નેક્ષણમાં) રક્તો વહી સૌ હિલચાલ મારાં,
બાણો તણાં વાદળમાં છવાઇ! ૮૫

એ સર્વ ભલે થયું. પરંતુ જો કે—

( વસંત )

ગાયો જીતી વિજય ભૂપ તણો કરાવ્યો,
તોયે પ્રફુલ્લ મુજ અંતર હર્ષથી ના;
(કારણ કે) ડોકે અહી હજુ દુઃશાસન દુષ્ટને મેં,
બાંધી વિરાટપુરમાં ન પ્રવેશ કીધો. ૮૬

અસ્તુ. પરંતુ ઉત્તરાકુમારીએ સપ્રેમ આપેલા અલંકાર સાથે રાજા સમક્ષ જતાં મને તો શરમ લાગે છે...તો પ્રથમ ભાઇ પાસે જઇશ. ( જોઇને ) અહા યુધિષ્ઠિર કેવા શોભે છે!

( ઇંદ્રવજ્રા )

યુવાન ને શ્રેષ્ઠ તપસ્વી એ છે,
ક્ષત્રિય તોયે દ્વિજ રૂપ ધાર્યું;
રાજ્યો વિનાયે સુખ લક્ષ્મી ઝાઝી,
દંડ ગ્રહે તોય ન દંડધારી ! ૮૭

( પાસે જઇ મોટેથી ) ભગવન્ નમન કરૂં છું.

**ભગવાન્**:—સ્વસ્તિ, બૃહન્નલે.

**બૃહન્નલા**:—જય જય રાજન્

**રાજા**:—ખરેખર, બૃહન્નલા, સર્વથા—

( વંશસ્થ )

ન રૂપ કે વંશ–સ્મૃતિજ કામની,
સર્વે જનોમાં નિજ કર્મ શોભતું;
બૃહન્નલા પામતી જે પરિભવો,
સ્વરૂપ તે આજ સુપૂજ્ય લાગતું ! ૮૮

બૃહન્નલે, પરિશ્રાંત છતાં હું તને જરા શ્રમ આપું છું. રણક્ષેત્રમાં શું થયું તે વર્ણવ.

**બૃહન્નલા**:—સાંભળો કૃપાવન્.

( એટલામાં એક દૂત હર્ષથી
ત્યાં દોડી આવે છે. તે જોઇ )

**રાજા**:—કેમ વિજયસિંહ, તું આટલા બધા હર્ષમાં કેમ જણાય છે ?

**દૂતઃ**—મહારાજાધિરાજ, સ્વપ્ને પણ આશા નહિ એવું શુભ પ્રાપ્ત થયું......સૌભદ્ર અભિમન્યુ પકડાયો!

**સર્વઃ**—(સહર્ષ) હેં! પકડાયો?

**બૃહન્નલાઃ**—શું? પકડાયો? (સ્વગત) એ બનેજ કેમ?...એ સત્ય નહિજ હોય. કારણ, મેં—

(વંશસ્થ)

માપી લીધી રાજવીરો તણી ગતિ,
સૌભદ્રનું યે શૂર આજ છે દીઠું.
તેને ગ્રહે કોણ વીરો વિરાટમાં?
ના કોઈ એવો. કીચકો ગયા બધા! ૮૯

**ભગવાનઃ**—(બાજુ) અર્જુન, એ કેમ બન્યું?

**બૃહન્નલાઃ**—(બાજુ) ભગવન્ (નિઃશ્વાસ નાંખી)

(અનુષ્ટુભ્)

ન જાણું કોણ જીતે એ શૂર ને યુદ્ધજ્ઞાનીને;
(પરંતુ) તાતના ભાગ્યદોષે એ હારે, તો તે બને ખરૂં! ૯૦

**રાજાઃ**—વિજયસિંહ, બોલ બોલ. એને કોણે પકડયો?

**દૂતઃ**—મહારાજ!

(અનુષ્ટુભ્)

રથની પાસ આવીને ભીડાવી બાથ જોરમાં—

**રાજાઃ**—કોણે?

**દૂતઃ**—નિશ્ચે છે અન્નશાળે જે માનવી ભીમ-રૂપને. ૯૧

બૃહન્નલા:—(બાજુ) જોયું? ભગવન્, આર્ય ભીમસેને આલિંગ્યો, ને નહિ કે પકડ્યો. ભાગ્યશાળી, ભાઈ ભીમસેન! કારણકે—

(અનુષ્ટુભ્)

અમે તો દુરથી દેખી અલ્પ સંતોષ મેળવ્યો.
(પણ) ઉઘાડું સર્વ પાડીને એણે ઉર્મિ અનુભવી. ૯૨

રાજા:—(દૂતને) વારૂ. તો સન્માનપૂર્વક તેનો અહીં પ્રવેશ કરાવો.

ભગવાન્:—ઓ રાજા, એ સન્માન તેં કૃષ્ણ અને પાંડવોના ભયથી ડરી જઇનેજ આપ્યું એમજ લોકમાં તો મનાશે. માટે એ અભિમન્યુની તો અવધીરણાજ ઉચિત થશે.

રાજા:—આપ એમ બોલશો મા. ભગવન્, યાદવીપુત્ર અપમાનને યોગ્ય તો નથીજ. કારણકે એ—

(શાર્દૂલ)

છે કુમાર સમોવડો, ત્યમ વડો છે પાર્થનો પુત્ર એ;
મારા દ્રુપદ સાથ વંશ-ઉતર્યા સંબંધથી પૌત્ર છે.
કન્યાનો હું છું તાત, તો કરીશ હું જામાતૃ થોડા દિને,
છે મારે સહુ પાંડવો પ્રિયજ તો સૌભદ્ર સ્નેહાર્હ છે. ૯૩

ભગવાન્:—ઠીક. ત્યારે વિચારપૂર્વક યોગ્ય લાગે તે કરો.

રાજા:—એને કોણ પ્રવેશ કરાવે તે ઠીક?

ભગવાન્:—બૃહન્નલાને મોકલો; (સ્વગત) કે પિતા પુત્રને લાવશે.

રાજા:—બૃહન્નલે, અભિમન્યુનો સન્માનપૂર્વક પ્રવેશ થવા દે.

**બૃહન્નલાઃ**—જેવી આજ્ઞા. (સ્વગત) "ભાવતું હતું ને વૈદે કહ્યું."
અનેક દિવસોથી આકાંક્ષિત અવસર આજ મળ્યો ખરો.
(બૃહન્નલા જાય છે.)

**ભગવાનઃ**—(સ્વગત) ઠીક થયું કે અર્જુન ગયો! કારણ—

(શાલિની)

આજે નેત્રો ઠારશે જોઈ જોઈ,
એકાંતે તો ગાઢ આલિંગશે એ.
ખુલ્લાં દીલે સારશે હર્ષ–અશ્રુ!
(પણ) મારી સામે, બોલતાં યે લજાત. ૯૪

**રાજાઃ**—(સગર્વ) ભગવન્, જોયું કુમારનું પરાક્રમ?

(અનુષ્ટુભ)

ભીષ્મ આદિ જીત્યા રાજા, નાંખ્યો સૌભદ્ર બંધને
કહું સંક્ષિપ્તમાં તો, એ આખી પૃથ્વી જીતી રહ્યો! ૯૫

---

(રાજમાર્ગમાં)

**ભીમસેનઃ**—(પ્રવેશ કરી સ્વગત) ખરેખર—

(વસંત)

લાક્ષા–ગૃહે બળી જતાં મુજ આજ હાથે,
ભાઈ અને જનનીને ઉંચકી લીધાં'તાં;
તેવોજ આજ મુજને અતિ થાક લાગ્યો,
સૌભદ્રને રથથી ભૂમિ ઉતારવાનો! ૯૬

(પ્રકાશ) આમ આવો, કુમાર. આમ.

**અભિમન્યુ**:—(તેની પાછળ પ્રવેશ કરતાં સ્વગત) આ તે કોણ હશે? એ દેખાય છે કેવો!

(વંશસ્થ)

વિશાળ છાતી, વરૂ જેવું પેટ છે!
ઉંચા નીચા સ્કંધ, કટીજ સાંકડી;
(વળી) ગ્રહ્યો મને ઉંચકી એક હાથથી!
સજોર તોયે દુભવ્યો નથી મને. ૯૭

(સામેથી બૃહન્નલા પ્રવેશ કરે છે.)

**બૃહન્નલા**:—(રસ્તો બતાવી) આ રસ્તે આવો, કુમાર.

**અભિમન્યુ**:—(તેને જોઇ ચમકીને સ્વગત) અરે! વળી આ કોણ આવ્યું! નહિ સ્ત્રીમાં ને નહિ પુરૂષમાં! ખરેખર—

(વંશસ્થ)

અયોગ્ય ધારી પ્રમદા:-વિભૂષણો,
દીસેજ જાણે ગજ હાથણી બન્યો!
દીસે લઘુ, વેશથી; તેજથી મહાન્.
શિવે ઉમાનું રૂપ શું ધરી લીધું! ૯૮

**બૃહન્નલા**:—(ભીમસેનને બાજુ) આપે આને પકડીને આ શું કર્યું? જુઓ—

(માલિની)

પ્રથમ રણ મહીં તે હાર પામ્યો ગણાશે;
પ્રિયતમ-સુત હીના ખૂબ રોશે સુભદ્રા.

વળી રણુમહીં હાર્યો ક્રોધશે કૃષ્ણ એમ,
વધુ શું કહું ? તમે તો શૌર્ય ખોટું વટાવ્યું. ૯૯

**ભીમસેનઃ**—( મોટેથી ) અર્જુન,......

**બૃહન્નલાઃ**—હા, હા. અર્જુનનોજ પુત્ર છે ને આ. ( ધીમે ) હજુ આપણે ગુપ્ત વેશમાંજ છીએ.

**ભીમસેનઃ**—( બાજુ ) જો અર્જુન, હું કાંઇ છેક મૂર્ખો નથી.

( શાલિની )

જાણું એના બંધને દોષ છે તે,
તોયે મારા કાર્યમાં હેતુ એક.
નહિ તો એવો મૂર્ખ તે કોણ હોય ?
શત્રુઓના હાથમાં પુત્ર સોંપે ! ૧૦૦

**બૃહન્નલાઃ**—તે એવો શો હેતુ છે ?

**ભીમસેનઃ**—( બાજુ ) સાંભળ—

( શાલિની )

દુઃખો પામી માર્ગમાં ને અરણ્યે,
મ્હેણાં સાંખે આજ જે દાસી રૂપે;
તે પાંચાલી આમ આવી ચઢેલા,
જોવા ઇચ્છે વ્હાલથી પુત્રને આ. ૧૦૧

**બૃહન્નલાઃ**—( બાજુ ) એમ છે કે ?

**ભીમસેનઃ**—ત્યારે હવે ઠેકાણે આવ્યો ને તું ?

**બૃહન્નલાઃ**—( બાજુ ) ઠીક. પણ આર્ય એને જરા બોલાવોને. મારે એના શબ્દ સાંભળવાનું મન છે.

**ભીમસેનઃ**— ઠીક. ( મોટેથી ) અભિમન્યુ !

**અભિમન્યુઃ**—( ચમકીને સક્રોધ ) હેં ! એકલું નામ દઈનેજ બોલાવે છે ?

**ભીમસેનઃ**—( બાજુ ) મારાથી તો એ બીજવાય છે. તુંજ બોલાવ.

**બૃહન્નલાઃ**—એ અભિમન્યુ !

**અભિમન્યુઃ**—( સક્રોધ ) કેમ કેમ ? એકલું ' અભિમન્યુ કહીનેજ મને બોલાવશે કે ? (સ્વગત) શું આ દેશમાં ક્ષત્રિયવંશજોને પણ માત્ર નામ દઈનેજ બોલાવવાનો શિષ્ટાચાર હશે ?... અથવા હું બંધનમાં પડ્યો છું તેજ એનું કારણ હશે.

**બૃહન્નલાઃ**—કેમ અભિમન્યુ, તારી માતા આનંદમાં છે ને ?

**અભિમન્યુઃ**—( સક્રોધ ) અલ્યા, તું શું બોલે છે તેનું ભાન છે કે ?—

( અનુષ્ટુભ્ )

શું છે તું ધર્મરાજા કે પાર્થ કે ભીમસેન છે ?
મર્યાદા મૂકીને જાણે સ્ત્રીઓની વાત પૂછતો ! ૧૦૨

**બૃહન્નલાઃ**—ચાલ જવા દે, ત્યારે... પણ કહે. કૃષ્ણ તો સારા છે ને ?

**અભિમન્યુઃ**—હેં ! ભગવાન્ દેવકીપુત્રને પણ નામ દઈનેજ ! ધાંટો પાડી) હા. હા. હા....સારા છે તે—તમારે તેમની સાથે ભારે સંબંધ છે કની ! તે.

( ભીમસેન અને બૃહન્નલા પરસ્પર જોઈને હસે છે. તે જોઈ)

અભિમન્યુ—કેમ, હવે મારે માટે હસો છો?
બૃહન્નલા:—કંઇ નહિ એટલુંજ કે—

(અનુષ્ટુભ્)

પાર્થનો પુત્ર કહેવાયે, ભાણુજો વાસુભદ્રનો,
યુદ્ધ-શાસ્ત્ર શિખેલાનો રૂડો દીસે પરાજય! ૧૦૩

અભિમન્યુ:—(ઉશ્કેરાઇને) ઓ અનુચર જનો,

(અનુષ્ટુભ્)

કરૂં ના આત્મશ્લાઘા હું વંશને અનુચિત જે,
(પરંતુ) પડેલાં શબમાં જોજો-બીજાનું બાણુ ના હશે! ૧૦૪

બૃહન્નલા:—(બાજુ) આર્ય, એ કહે છે તે ખોટું નથી. ખરેખર,

(માલિની)

રથ તુરગ ગજે કો એક એવો ન હોશે,
નહિ વિંધી ગયું જેને બાણુ સૌભદ્રનું આ!
(અરે) વધુ શું કહું? હું યે ત્યાં પુત્ર બાણે વિંધાત
ઝડપથી રથ મેં જો ફેરવ્યો હોત ના તો. ૧૦૫

(પ્રકાશ) હં હં. એટલું બધું વાક્શૌંડીર્ય રખાય છે, તો એક પાયદળ સૈનિકથી શાને પકડાયો?

અભિમન્યુ:—હતો પાયદળ, પરંતુ સૈનિક નહિ. કારણકે—

(ગીતિકા)

આવ્યો હતો હીણુશસ્ત્ર એ, રથમાં ચઢી પકડયો મને;
(તો) હીણુશસ્ત્રને કો મારશે?-નિજ તાત અર્જુનને સ્મરી? ૧૦૬

**ભીમસેન**:—(સ્વગત) અર્જુનને પણ ધન્ય છે, કે એણે પોતાનાજ પુત્રને મોંઢે પોતાનીજ પ્રશંસા સાંભળી! પુત્રનું શૌર્ય અને પુત્રનું કુલાભિમાન જાતેજ અન્યસ્વરૂપે અનુભવી લીધું!

(સર્વ જાય છે.)

---

(સભાસ્થાનમાં)

(બૃહન્નલા વગેરે પ્રવેશે છે.)

**રાજા**:—કેમ ક્યાં છે અભિમન્યુ?

**બૃહન્નલા**:—(નેપથ્યમાં જોઈ) આ રસ્તે આવો, કુમાર. અહીં મહારાજ વિરાજ્યા છે. તેમની પાસે જાઓ.

**અભિમન્યુ**:—(પ્રવેશી રાજાને જોઈ) એંહ! કોના મહારાજ?

**બૃહન્નલા**:—ના, ના. તેમની પાસે બ્રહ્મર્ષિ વિરાજે છે, તે.

**અભિમન્યુ**:—તો ઠીક. (ભગવાન્ પાસે જઈ) ભગવન્ નમસ્કાર કરૂં છું.

**ભગવાન્**:—કુશલ રહો, વત્સ...અને તારામાં—

(વસંત)

માધુર્યને ધૃતિ વધો નિજ તાત જેવી,
પામો સુકીર્તિ થઇ પ્રાક્રમી ધર્મ-યુદ્ધે.
ને ચાર તાત મહીંથી ગુણ જે રૂચે તે,
ધારી બનો જગતમાં નર એક સાચો. ૧૦૭

**રાજા**:—આમ આવ, આમ આવ. પુત્ર, કેમ મને નમન નહિ કરે?

(અભિમન્યુ જોયા કરે છે)...... અરે, આ છોકરો તો બહુ ગર્વિષ્ટ દેખાય છે! હું એનો ગર્વ મંદ પાડીશ...અરે આને કોણે પકડ્યો હતો?

**ભીમસેનઃ**—(આગળ આવી) મેં.

**અભિમન્યુઃ**—(સગર્વ) શસ્ત્ર વિના તું હતો તે કહેતો જા.

**ભીમસેનઃ**—શું? શસ્ત્ર વિના? શાંતં પાપં. શાંતં પાપં! તને ખબર નથી? કે—

(અનુષ્ટુભ્)

**હાથ બે શસ્ત્ર જેવા આ, શૌર્યને બળથી ભર્યા!**
**તો બીજાં શસ્ત્ર ધારૂં કાં? દુર્બલોનુંજ ચિન્હ તે. ૧૦૮**

**અભિમન્યુઃ**—હં હં. એટલું બધું અભિમાન રાખે છે તે શું તું મારો મધ્યમ પિતા છે? આવા શબ્દ તો માત્ર તેનેજ યોગ્ય છે.

**ભગવાન્ઃ**—પુત્ર, એ તારો મધ્યમ પિતા કોણ છે?

**અભિમન્યુઃ**—શું આપ તેને ઓળખતા નથી?... તો સાંભળો... પરંતુ નહિ. આપ બ્રાહ્મણને હું બ્હીવરાવવા માંગતો નથી, એટલે આપને હું ઉત્તર નહિ આપીશ.

**રાજાઃ**—પરંતુ હું ક્ષત્રિય છું. મને ઉત્તર આપ.

**અભિમન્યુઃ**—તો સાંભળો. તે મારા પિતા એવા છે કે જરાસંધ જેવા બ્રહ્મરાક્ષસ અને શ્રીકૃષ્ણના કટ્ટા શત્રુને જેણે—

(અનુષ્ટુભ્)

**એક હાથે ધરી ડોકી પછાડ્યો ફેરવી શિરે;**
**ચીરીને હસ્તથી પોતે વિષ્ણુ ચિંતાથી છોડાવ્યા! ૧૦૯**

**રાજા**:—શાબાશ. અભિમન્યુ, આ તારાં વેણુથી હું પ્રસન્ન થાઉં છું. અને તને બંધન મુક્ત કરી જવાની છૂટ આપું છું.

**અભિમન્યુ**:—નહિ, નહિ. તે ચાલશે નહિ. જો મારા પર અનુગ્રહ કરવોજ હોય, તો

(અનુષ્ટુભ્)

**જાડો જે ઉંચકી લાવ્યો ક્ષેત્રમાંથી મને અહીં,**
**હવે તે માનથી પાછો ઉંચકી લૈ જશે મને.** ૧૧૦

(સર્વ આશ્ચર્ય પામે છે. એટલામાં ત્યાં ઉત્તર પ્રવેશે છે.)

**ઉત્તર**:—(સ્વગત)

(ઇંદ્રવજ્રા)

**મિથ્યા પ્રશંસા અપમાન જેવી;**
**લાગે વળી તે સુણતાંય પાપ.**
(તેથીજ) **હું બોલતાં યુદ્ધ-કથા લજાઉં-**
(કારણ કે) **શૌર્યો બીજાનાં મુજ લોક લેખે.** ૧૧૧

અસ્તુ. (પાસે જઈ, પ્રકાશ) ભગવન્ અભિવંદન કરૂં છું.

**ભગવાન્**:—સ્વસ્તિ વત્સ.

**ઉત્તર**:—પિતાજી, નમન કરૂં છું.

**રાજા**:—આવ, આવ. પુત્ર, કેમ તું શૂરવીર યોદ્ધાનાં પરાક્રમો લખી રહ્યો કે શું?

**ઉત્તર**:—(સ્વગત) હવે તો મારાથી નથી રહેવાતું. (પ્રકાશ) પિતાજી,

તે તો થશે, પરંતુ સર્વમાં પૂજ્યતમ શૂરવીર પુરૂષની સંભાવના કરોને.

**રાજા**:—કોની ? પુત્ર !

**ઉત્તર**:—( બતાવી ) આ ઉભા કુરૂકુલનંદન મહારથી વિભૂષણ શ્રી કૃષ્ણ સખા અર્જુનજી !

**રાજા**:—( આશ્ચર્યથી ઉભા થઇ ) શું ? શું ? એ અર્જુનજી છે ?

**ઉત્તર**:—ત્યારે બીજું કોણ ? એમણેજ—

(અનુષ્ટુભ્)

સ્મશાને બાણુને ભાથો મૂકેલાં શમી વૃક્ષમાં,
લઇ તે ક્ષેત્રમાં આવી કરાવ્યો જય આપણો ! ૧૧૨

**બૃહન્નલા**:—નહિ, નહિ. કૃપાવન્, આ કુમાર ભૂલે છે. કારણ કે—

( અનુષ્ટુભ્ )

ઉછળ્યું લોહી એનું તે અંધ શું બાણુ ફેંકતાં
કર્યું છે કાર્ય પોતે જે, અન્યથી તે થયું કહે ! ૧૧૩

**ઉત્તર**:—એ અસત્ય છે. શંકા દૂર કરવા માટે આ જૂઓ—

( અનુષ્ટુભ્ )

મુષ્ટિની ઉપરે એને આંટણો બાણુનાં પડચાં;
હજુ તે બાર વર્ષે યે જરા ભૂસાયલાં નથી. ૧૧૪

**બૃહન્નલા**:—અરે એ કાંઇ બાણુનાં આંટણુ નથી. પણ કુમારી ઉત્તરાને શિખવતી વેળા—

(અનુષ્ટુભ્)

નૃત્યથી કંકણો મારાં કલંકો પાડતાં કરે,
ભૂલથી એ કલંકોને આંટણો ગણતાં રખે ! ૧૧૫

**ભગવાનઃ**—(બૃહન્નલાને બાજુ) અર્જુન, વનવાસનાં બાર વર્ષ સાથે ગુપ્તવાસનું તેરમું વર્ષ આજેજ પૂર્ણ થાય છે. માટે ગભરાઇશ નહિ.

**રાજાઃ**—ઠીક, ઠીક. તમારા બેમાંનું કોણ સાચું છે તે નક્કી કરવા હું જાતેજ તે કલંકો જોઉં છું.

(એમ કહી આસનથી ઉતરે છે. એક ક્ષણમાં અર્જુન ઉર્વશીનો મંત્ર જપી લે છે.)

**બૃહન્નલાઃ**—(રાજાને) નહિ, નહિ. તે કલંકો જોવાની કાંઇ અગત્ય નથી, વિરાટેશ્વર ! (પોતાનો સ્ત્રીવેશ દૂર કરતાં)

(અનુષ્ટુભ્)

રૂદ્રના બાણુવાળો હું હોઉં અર્જુન જો ખરે,
(તો) રહ્યા આ ધર્મરાજા, ને ઉભા છે ભીમસેન આ ! ૧૧૬

(આખી સભા સ્તબ્ધ થઇ ઉભી થાય છે.)

**રાજાઃ**—(હાથ ઉંચા કરી) હો ધર્મરાજ ! વકોદર ભીમસેન ! રે ધનંજય ! હંહંહં. તમે મારો પણ વિશ્વાસ ન કર્યો ? મારા રાજ્યમાં—મારા દરબારમાં—રે મારી દૃષ્ટિ આગળ કુરૂકુલના દીપક વનવાસી પાંડવો બાર બાર માસ સુધી રહ્યા, અને મને તેની જરા પણ ખબર નહિ ! ! અરેરે ! યુધિષ્ઠિર દર-

બારમાં, ભીમસેન અન્નશાળે, ધનંજય અંતઃપુરમાં અને માદ્રીસુતો અશ્વશાળે! અને મેં તેમની પાસે મારૂં દાસત્વ કરાવ્યું?...હરિ હરિ!...ધર્મરાજ, મારો આટલો બધો અવિશ્વાસ?

**ભગવાન્**—વિરાટેશ્વર, **गतं न शोचनीयं.** જે થયું છે તે ભલાનેજ માટે. તો શોક ન કરવો.

**રાજા**:—અસ્તુ. હું એમ આશ્વાસન લઇશ, કે—

(અનુષ્ટુભ)

સત્ય ને શૌર્યના સ્વામી પાંડવો આ ગૃહે વસ્યા;
તેથી આ વંશ મારાની સપ્ત પેઢી તરી ગઈ! ૧૧૭

**અભિમન્યુ**:—હેં? ત્યારે ખરેખર મારા વડીલો અહીંજ છે?

**યુધિષ્ઠિર**:—પુત્ર અભિમન્યુ!... (હૃદય ભરાઇ આવે છે.)

**અભિમન્યુ**:—(તરતજ તેમને ચરણે પડતાં) ક્ષમા કરજો. વડીલ પિતાજી, મેં પ્રથમ આપને ન ઓળખ્યા. (ભીમસેનને) કાકા, ચરણે પડું છું.

**ભીમસેન**:—આવ આવ, પુત્ર; મારા જેવો જાડો ને જોરવાળો થજે. (તેનો વાંસો ઠોકે છે) હવે તારા બાપને પગે લાગ.

**અભિમન્યુ**:—(અર્જુનને) પિતાજી,... (પગે પડે છે.)

**અર્જુન**:—(તેને ઉઠાડી બાથમાં લઈ) આવ, આવ. પુત્ર; અહા!

(વંશસ્થ)

અનુભવ્યો દ્વાદશ વર્ષ પૂર્વ જે,
પ્રફુલ્લ કરતો સુતનો સમાગમ—

હું આજ પાછો વિરહી બનેલ તે,
અનુભવી હર્ષ અધિક પામતો ! ૧૧૮

બેટા, વિરાટેશ્વરને નમન કર.

( અભિમન્યુ તેમ કરે છે. )

**રાજા**:—વત્સ અભિમન્યુ,

( વસંત )

પામો યુધિષ્ઠિર સમું હૃદયેજ ધૈર્ય,
સામર્થ્ય ભીમ તણું, નૈપુણ્ પાર્થ કેરૂં.
માદ્રીસુતો સમ વધો મુખ કાંતિ તારી,
ને કીર્તિ કૃષ્ણ સમ મેળવજો સદાય. ૧૧૯

**અભિમન્યુ**:—અનુગ્રહ થયો, મહારાજ.

**રાજા**:—( સ્વગત ) હવે ઉત્તરા વિષેની વાત કેમ કાઢવી તે કાંઇ સમજાતું નથી...( વિચાર કરી ) હં હં. પ્રથમ તો અર્જુનજીને ઉપકૃત વૃત્તિથી આપવા માંડવી. ( પ્રકાશ ) ધર્મરાજ, આજનો દિવસ શુભ દેખાય છે, તો તેમાં એક બીજું પણ શુભ કાર્ય થવા દો. મારે અર્જુનજીને મારી પુત્રી ઉત્તરાકુમારીનો હાથ...

**યુધિષ્ઠિર**:—હં હં હં. એ શું બોલ્યા ?

**અર્જુન**:—વિરાટેશ્વર, મારા ચરિતની પરીક્ષા તો કરતા નથીને ? તેમ હોય તો ખાત્રી રાખજો કે—

( અનુષ્ટુભ્ )

રહ્યો અંતપુરે તોયે માતૃવત્ સર્વને ગણ્યાં;
ઉત્તરા પુત્રી લેખું હું, પુત્રી તે પુત્રી સર્વદા. ૧૨૦

રાજન્, અભિમન્યુના સમોવડી ઉત્તરાકુમારી મારે તો પુત્રી સમાનજ હોય. તેને અભિમન્યુ માટે સ્વીકારીશું...

**યુધિષ્ઠિર**:—તેજ ઉત્તમ ગણાશે.

**રાજા**:—(સ્વગત) મારે પણ એજ જોઇતું હતું. માત્ર વાત કાઢવા માટે મેં આ માર્ગ લીધો હતો! (પ્રકાશ) હા. હું પણ તેમ કરવા કબૂલ છું. અને સર્વ સભાજન સમક્ષ કહું છું, કે મારી પુત્રી ઉત્તરાકુમારીનો હાથ હું અભિમન્યુને આપું છું.

(સભાજન હર્ષ બતાવે છે.)

**યુધિષ્ઠિર**:—ત્યારે ચાલો. આ વિષે પિતામહને સંદેશો મોકલીએ.

**રાજા**:—હા. ચાલો.

(સર્વ આનંદથી જાય છે.)

## અંક પૂર્ણ.

# ॥ અંક ત્રીજો ॥

(એક સારથી પ્રવેશ છે.)

**સારથી:**—અરે કોઈ જાહેર કરો, સર્વ ક્ષત્રિયો, આચાર્યો વગેરેને, કે-

(વંશસ્થ)

રમાપતિ-ચક્રની ભીતિ ના ધરી,
વને-ગયા પાંડવથી નહિ ડરી;
ધનુષ્ ધરેલા કુરૂથી બચ્યો ન તે-
સુભદ્રને શત્રુ હરી ગયા, અરે! ૧૨૧

**સર્વ:**—(સાશ્ચર્ય) હેં ? હેં ? ખરેખર હરી ગયા ?

**દ્રોણ:**—(ઉશ્કેરાઇ) રે સારથી, બોલ બોલ, કે—

(માલિની)

રણધીર અભિમન્યુને હરી કોણ એવો
મૂઢમતિ જગમાં કે કોણ શું યુદ્ધ ઇચ્છે ?
ઝટ વદ. હણું તેને મોકલી વીર સેના
સરરર અથવા આ અસ્ત્ર દેવી ચલાવું. ૧૨૨

**ભીષ્મ:**—સારે, આચાર્ય, શત્રુઓએ પરાક્રમ તો ઠીક આરંભ્યું!

( ઉપજાતિ )

ધસ્યા શૂરા જે ગજયૂથ પ્રત્યે
કદાચ મોટો ગજ ઝાલવાને—
આવ્યો ન જ્યારે ગજ હાથ મોટો,
અક્ષાત્ર રીતે ગજ–બાલ ઝાલ્યો ! ૧૨૩

અને તે પણ ટોળું વહી જતાં પાછળ રહી ગયો તેથી ! ધન્ય છે તેમનાં શૌર્યને પણ ! ! !

( ત્યાં દુર્યોધન, કર્ણ, શકુનિ પ્રવેશે છે. )

**દુર્યોધન**:—શું થયું, પિતામહ ?

**ભીષ્મ**:—શત્રુઓ અભિમન્યુને પકડી ગયા...

**દુર્યોધન**:—હેં ? કોણ તેને પકડી ગયું ? હું જ તેને છોડાવી લાવીશ. કારણકે એના—

( માલિની )

સકલ વડીલ સાથે ક્લેશ મારે ભલે હો,
હરનિશ વઢવા તૈયાર પાંચે ભલે હો.
(છતાં એને) મુજ સુત ગણું પહેલાં, પાંડવોનો પછીજ,
નહિજ કુલ-વિરોધે બાલકો કાંઈ દોષી ! ૧૨૪

**કર્ણ**:—બરોબર કહો છો, છત્રપતિ. વળી લોક તો માનશે કે, તેણે—

( માલિની )

સ્વજન ગણી તમોને સ્હાય દીધી જ, તોયે,
રિપુ-સુત ગણી દીધો જાણી જોઈ રિપુને !
(વળી) રણધીર કહેવાઈ બાલ ના એક રક્ષ્યો,
(તો) શરમથી શર મેલી વલ્કલો સૌ ધરોને ! ૧૨૫

**શકુનિઃ**—(આગળ આવી) અરે પણ એટલી બધી શી ઉતાવળ છે? અભિમન્યુને છોડવનારા તો ઘણા છે. એમજ જાણો કે એ છૂટીજ ગયો છે. કારણકે એને તો—

(શાર્દૂલ)

જાણી અરજુન-પુત્ર તુર્ત મૂકશે જાતેજ વિરાટ એ;
છે દામોદરનો ભગિની-સુત તે જાણીજ છોડી દીએ.
(વળી) ક્રોધેલા હળધારીનો ભય ધરી જો મુક્ત તે ના કરે,
તોયે ભીમ મહા બળે રિપુ જીતી સૌભદ્રને લાવશે. ૧૨૬

**દ્રોણઃ**—(કંઇક ક્રોધથી) શકુનિ, બીજા સહાયકો હોય તેથી આપણે આપણું કર્તવ્ય શા માટે ન કરવું? આપણે તો એનું રક્ષણ કરવુંજ જોઇએ.

**શકુનિઃ**—(સ્વગત) જોયો આ બામણો? રાજકારભારની વાત એ શું જાણે?......

**દ્રોણઃ**—ઓ સારથી, બોલ બોલ. એવું તે શું થયું? શી આફત પડી, જેથી બળવાન અભિમન્યુ પણ રિપુઓના હાથમાં પડયો?

(શાર્દૂલ)

ઉંધો શું રથ તે વળ્યો ગરતમાં? કે અશ્વ ચોંકી ઉઠયા?
ભૂમિ શું રથ-સ્થાનની ઢીલી હતી? કે બાણ ભાથે ખૂટયાં?
પ્રત્યંચા શું તૂટી ગઇ ધનુષની? કે કષ્ટ બીજું પડયું?
એવી આપદ દૈવી હોય નહિ તો સૌભદ્ર હારે નહિ. ૧૨૭

**સારથીઃ**—આચાર્ય, આપ ધનુર્વિદ્યાયે સંપૂર્ણ જાણો છો, તેમ રણપટુ સૌભદ્રને પણ ઓળખો છો. આપને શું કહેવું પડે? પણ,

(વંશસ્થ)

પડે કહી તે સહુ આપદા કદી,
ન તોય એ મ્હારથી હારતે નકી.
વળી અમારો રથ છે અલાત શો,
પરંતુ ઝાલ્યો વીરને પદાતિએ ! ૧૨૮

**સર્વ:**—(સાશ્ચર્ય) હેં ? પાયદળ સૈનિકે ઝાલ્યો ? તે કોણ હતો ? કેવો દેખાતો હતો ?

**સારથી:**—હું તે શું વર્ણવું ? તેનું રૂપ કે પરાક્રમ ?

**ભીષ્મ:**—રૂપથી સ્ત્રીઓજ વર્ણવાય. પુરૂષોનાં તો પરાક્રમો વર્ણવવાનાં !

**સારથી:**—ત્યારે પરાક્રમનું વર્ણન કરીશ...પરંતુ અત્રે છત્રપતિ ઉભા છે. તેમના સમક્ષ...

**દુર્યોધન:**—તેમાં કંઇ નહિ. સારથી,

(અનુષ્ટુભ્)

ગમે તે ગર્વના શબ્દે ભલે એની સ્તુતિ કર.
વાયુવેગી હશે તોયે નહિ નાસી જશું અમો. ૧૨૯

**સારથી:**—સાંભળો ત્યારે; શત્રુસૈન્યમાંથી ધસી આવી તેણે—

(અનુષ્ટુભ્)

કૂદકો જોરથી મારી ખોગીરે કર મેલતાં,
ખસ્યા ત્યાં ભારથી અશ્વો; રથ સ્થિર નહિ રહ્યો ! ૧૩૦

**ભીષ્મ:**—(સહર્ષ) હેં ! ત્યારે તો મૂકી દ્યો આયુધો. આચાર્ય, પંચરાત્રની શરત પૂર્ણ થઇ ગઇ...

**દ્રોણ**:—કેમ ?

**ભીષ્મ**:—વિચાર કરો કે—

( મંદાક્રાંતા )

બાહુથી જો રથ ખસી ગયો, બાહુથી ઉંચક્યો તો-
નક્કી માનો સુત ભીમ તણા અંકમાંહી વિરાજે
( કરણ ) પ્હેલાં જ્યારે જયદ્રથ વને દ્રૌપદી લૈ જતો'તો,
તેને એણે ચરણ-ભુજનાં પ્રાક્રમોથી હરાવ્યો ! ૧૩૧

**દ્રોણ**:—આપ યથાર્થ કહો છો. કારણ કે બાલ્યકાળથી હું તેનો વેગ જાણું છું. અસ્ત્રશાળામાં પણ—

( શાલિની )

પ્રત્યંચા હું ખેંચતો બાણની ત્યાં
એ ઉભેલો તીક્ષ્ણ દૃષ્ટે નિહાળી;
છોડું ત્યાં તો દોડીને વાયુવેગે,
પ્હોંચ્યા પ્હેલાં ઝાલતો બાણને એ ! ૧૩૨

**શકુનિ**:—અરે તમે આ શી ગાંડી ગાંડી વાતો કરો છો ?

( અનુષ્ટુભ્ )

શું બીજો ના હશે કોઇ બલ એવું ધરાવતો ?
બધે શું પાંડવો ભાળો ? જગવ્યાપી શું તે હતા ? ૧૩૩

**ભીષ્મ**:—ગાંધારરાજ, સર્વ અનુમાનથી કહીએ છીએ. અને—

( ઇંદ્રવજ્રા )

શસ્ત્રો સજીને રથમાં વિરાજી,
યુદ્ધે ચઢીએ સહુ આપણે તો.

(પરંતુ,)    અશસ્ત્ર યુદ્ધે ધસી જાય એવા
છે એક નીલાંબર; ભીમ બીજો. ૧૩૪

**શકુનિ**:—છટ્ છટ્ એમ તો—

(અનુષ્ટુભ્)

એકના શૌર્યથી હાર્યા મ્હારથી આપણે બધા!
(તેથીજ) કહેશે કોઈ એવું યે, વીર તે અર્જુન હતો! ૧૩૫

**દ્રોણ**:—ત્યારે તેમાંયે વળી સંશય છે કે? ગાંધારરાજ!

(ગીતિકા)

ટંકાર મેઘની ગર્જના સમ જે થયો સમરાંગણે,
દિગ્પાલ સર્વ ધ્રૂજી ઉઠયાં તે શું હશે ઉત્તર તણો? ૧૩૬

જે બાણ–વૃષ્ટિથી ગગનમાં ઘોર અંધારૂં થતું,
ને અસ્ત ભાનુ લાગતો તે શું હશે ઉત્તર તણી? ૧૩૭

(ત્યાં એક સારથી પ્રવેશે છે.)

**સારથી**:—જય જય આર્યનો! શાંતિનું અનુષ્ઠાન થવા ઘો.

**ભીષ્મ**:—કેમ? કેમ?

(સારથી એક બાણ આપે છે.)

**સારથી**:—પૂજ્ય પિતામહ,

(અનુષ્ટુભ્)

છૂટેલાં બાણને પુંખે અક્ષરો જે લખેલ છે,
પ્રતીતિ થાય તેથી કે મ્હારથી પાર્થ એ હતા! ૧૩૮

**ભીષ્મ**:—( લઇ, વાંચી, સહર્ષ ) ભાઇ શકુનિ, વૃદ્ધાવસ્થાથી મારાં નેત્રો તો શિથિલ થયાં છે. આ જરા વાંચી જો તો.

( બાણ આપે છે. )

**શકુનિ**:—( બાણ લઇ વાંચે છે ) " પાંડુસુત અર્જુન. "

( વાંચીને તરત નાંખી દે છે. તે દ્રોણના ચરણ આગળ પડે છે. )

**દ્રોણ**:—( તેને ઉપાડી લઇ ) ધન્ય છે ! અર્જુન, તેં—

( અનુષ્ટુભ્ )

વંદના-બાણ આ નાખ્યું, શિષ્યે જે પૂજ્ય વૃત્તિથી
વંદી તે ભીષ્મને, આવે મારી પાસે અનુક્રમે ! ૧૩૯

**શકુનિ**:—અરે, પણ આટલા પરથી તમે કેમ માની લ્યો છો કે તે અર્જુનજ હતો ? ધારો કે—

( અનુષ્ટુભ્ )

અર્જુન નામનો કોઇ હશે સૈનિક શત્રુનો,
(અથવા) પ્રકાશે આવવા માટે ઉત્તરે તે લખ્યું હશે ! ૧૪૦

**દુર્યોધન**:—મામા, જો તેમને રાજ્ય આપવું પડે, તેજ કારણથી તમે અભિજ્ઞાનને નકારતા હો તો તે પાપ છે. અને ઉલટું સર્વ રાજપુરૂષો સમક્ષ હું પ્રતિજ્ઞા લઉં છું કે પાંડુસુત યુધિષ્ઠિરને જોતાંવારજ હું તેમને રાજ્યનો અર્ધો ભાગ આપીશ !

( ભીષ્મ દ્રોણ વગેરે હર્ષનાદ કરે છે. શકુનિ કાખલી કૂટે છે. )

**અનુચર**:—( પ્રવેશ કરી ) અન્નદાતા, વિરાટનગરથી દૂત આવ્યા છે.

**દુર્યોધન**:—તેને સત્વર પ્રવેશ કરાવ.

**અનુચર**:—જેવી આજ્ઞા. ( જાય છે. )

**શકુનિ**:—( દુર્યોધનને બાજુ ) અલ્યા, આપવું હતું તો મને શાનો ભુંડો કરાવે છે ?

**દુર્યોધન**:—મામા, તમો સમજો છોજ કે...

( એટલામાં ઉત્તર પ્રવેશ છે. )

**ઉત્તર**:—

( વસંત )

છે માર્ગ અલ્પ; વળી ઉજ્જ્વલ અશ્વ મારા;
આવ્યો રથે; તદપિ વાર ઘણીજ લાગી.
(કારણ કે) કૌંતેય-બાણથી પડ્યા બહુ હસ્તીઓથી
વિઘ્નો થયાં તુરગને ઝટ ચાલવામાં! ૧૪૧

( હાથ જોડી ) રે રે પિતામહ, આચાર્ય આદિ, આપ સર્વને હું વંદન કરૂં છું.

**સર્વ**:—આયુષ્માન થજો, કુમાર.

**દ્રોણ**:—કેમ તારા પિતાએ શું કહાવ્યું છે ?

**શકુનિ**:—કેમ તારા બાપને સલાહ કરવી છે કે નહિ ?

**ઉત્તર**:—આર્ય, તેમણે મને મોકલ્યો નથી.

**દ્રોણ**:—ત્યારે ?

**ઉત્તર**:—ભગવાન યુધિષ્ઠિરે.

**શકુનિ**:—( ઘણાજ આશ્ચર્યથી હાથ ઉંચા કરી ) હેં ? કોણે ?

**દ્રોણ**:—તેમણે શું કહાવ્યું છે?

**ઉત્તર**:—એમજ કે—અભિમન્યુને ઉત્તરાકુમારીનો હાથ રાજા આપે છે, તો લગ્ન હસ્તિનાપુર જઇને કરીશું, કે અહીંજ કરી નાંખીએ?

**શકુનિ**:—અરે, ત્યાં જઇનેજ, ત્યાં જઇનેજ! અહીં કંઈ નહિ!

**દ્રોણ**:—વત્સ દુર્યોધન, આપણી શરત પૂર્ણ થઇ છે. પંચરાત્ર પૂર્ણ થતાં પહેલાં પાંડવો જડ્યા છે. માટે હવે તેં લીધેલી ધર્મ-પ્રતિજ્ઞા તારા ધર્મથી પૂર્ણ કર.

**દુર્યોધન**:—(નમન કરી) આચાર્ય,

(અનુષ્ટુભ્)

દઉં છું પાંડવોને હું રાજ્ય પોતે કહ્યું ત્યમ;
સર્વદા બોલવું સાચું. સત્યનો જય સૃષ્ટિમાં! ૧૪૨

**દ્રોણ**:— (આર્યા)

હર્ષ હૃદયમાં રેલે. પામો કલ્યાણ કુલ-પ્રવૃદ્ધિ;
રાજસિંહ સમ હાવે અખિલ પૃથ્વીમાં સુરાજ્ય અવતરશે. ૧૪૩

(સર્વ જાય છે.)



# સ્પષ્ટીકરણ—

## અંક પહેલો.

**द्रोण...मन्युः ॥**—ગમે તેવી સાવચેતાથી ગુજરાતીમાં શબ્દ ગોઠવતાં પણ સંસ્કૃત જેવી મધુરતા અને અર્થચાતુર્ય આવી શકતાં નથી, તેથી મૂળ સ્વરૂપમાંજ આ શ્લોક રાખવો યોગ્ય ધાર્યો છે. એ શ્લોકમાં નાટકનાં મુખ્ય મુખ્ય પાત્રોનાં નામ આવી જાય છે એ તો સ્પષ્ટજ છે. (‘**उत्तरगो**’માં વિરાટ રાજાની હરાતી ગાયો પણ આવી જાય છે.) બીજો અર્થ આ પ્રમાણે છેઃ—

વિરાટ સ્વરૂપ રક્ષણ કરો. દ્રોણ—શ્યામવર્ણ વાળા. પૃથિવિ—આ પૃથ્વીમાં અથવા પૃથ્વીને માટે. એ શબ્દથી શ્રીકૃષ્ણ પાંડવોના દૂત થઇ દુર્યોધન પાસે રાજ્યનો ભાગ લેવા ગયા હતા તે વૃતાન્ત પ્રતિ નિર્દેશ છે. અર્જુન—શ્વેત અથવા પવિત્ર. ભીમ—પ્રચંડ. કર્ણધાર—માર્ગદર્શક. શકુનિ—ગરૂડ. શકુનીશ્વર—ગરૂડના સ્વામી. દુર્યોધન—જેની સાથે યુદ્ધ કરવું સહેલ નથી તે. ભીષ્મ—ભયંકર. વિરાટ—શોભાયમાન. ઉત્તર—ઉચ્ચ ગતિવાળા. અભિમન્યુ—યજ્ઞમાં પ્રીતીવાળા.

**જેના ચર્ણ...ખરે**—બ્રાહ્મણો પ્રત્યે રાજાઓનો પૂજ્યભાવ બતાવે છે.

**માણવક**—યજ્ઞકાર્યમાં રોકાયલા છોકરાઓ.

**આંહી દીસે...થકી આ**—યૂપ (યજ્ઞનો સ્તંભ) બળે છે તેથી કવિ કલ્પના કરે છે કે પૃથ્વીનો સોનેરી હાથ ઉંચો આવ્યો છે. પૃથ્વીને માટે સજીવારોપણ છે.

**સાંખે ન એવો**—તેથીજ બાળી નાંખે છે.

**ધૂમાડો...તળાવે**—આ કલ્પના સંસ્કૃતમાં પણ કંઈક અસ્પષ્ટ છે, કદાચ ગગન રૂપી તળાવમાં જઇ ધૂમાડા રૂપ હાથી શાંતિ મેળવે છે એવો ભાવ સંભવે છે.

**પુત્રના સ્નેહથી**—અહીંથી તે આ વિષ્કંભક પૂર્ણ થાય છે ત્યાં સુધી જાણે એક મનુષ્યનું મૃત્યુ થતું હોય, ચિતા બળતી હોય, અગ્નિ શાંત થતો હોય, પછી તળાવે કોઇ સ્નાન કરવા જતું હોય અને છેલ્લે મૃત્યુ પામેલાને માટે જાણે જલ-તર્પણ થતું હોય તેવો આભાસ થાય છે.

**શકટી**—યજ્ઞનાં સાહિત્ય માટે નાની ગાડી.

**વામન સમો**—કારણ કે હવે ભડકા વધે છે, અને પાસે જે હતું તે સર્વ બાળવા તૈયાર થાય છે.

**આત્મા જતાં જેમ**—અહીં મૃત્યુ થતું લાગે છે.

**પંખી**—આપણા કવિઓ પ્રાણને શરીર રૂપ પિંજરામાંથી ઉડી જતા ઘણીવાર કલ્પે છે. અહીં શરીરને તરૂની ઉપમા આપેલી છે.

**નિરાંતથી અજ...ઉડાવી**—ચિતા શબને બાળી રહી છે એવો

ખ્યાલ થાય છે. પછી અગ્નિ જાતેજ સ્નાનાર્થે જાય છે.

**મહાકાળ**—રુદ્ર.

**પલાશ**—ખાખરનું ઝાડ. એની શાખાઓ પાણીને અડકતી હોવાથી તર્પણ કરતો કલ્પ્યો છે.

**સ્વયંભુ**—પોતાની મેળે પ્રગટ થનાર. દ્રોણાચાર્યનો જન્મ દ્રોણ (દડીઆ) માંથી થયો હતો એમ મનાય છે.

**અવભૃથસ્નાન**—યજ્ઞ સમાપ્ત થયા પછી યજમાનને સ્નાન કરવું પડે છે તે.

**વિસ્રંભ વાર્તા**—ખાનગી વાતચીત.

**રાજર્ષિ ધીરં**—કારણ કે તું મારા જેવા મિત્રની સાથે પણ હમણાં રાજગંભીરતાથી બોલે છે તેથી મને ભય લાગે છે. એમ ભાવાર્થ છે.

**દક્ષિણ...ભૂગળો જેવા**—દક્ષિણ દિશાના બળવાન રાજા. ભૂગળો-આગળા. શત્રુને ચઢી આવતા અટકાવનાર.

**જો...અદેખાઈ**—શકુનિ યુક્તિથી દુર્યોધનને અભિમન્યુ પ્રતિ ધ્યાન આપવા દેતો નથી, તેથી કહે છે.

**વિચારીને**—અહીં દુર્યોધન કબૂલ કરે છે કે મારું પૂર્વજીવન ખરાબ હતું.

**ટંકાયલો તીરથી**—બાણ છોડનારને હાથે આંટણો પડે છે. બીજા અંકમાં એ સ્પષ્ટ થશે.

**અવસિત**—લગભગ પૂર્ણ.

**હું...તેમાં**—આ કંઇ ગળે ઉતરે તેવી દલીલ નથી.

**નહિ દેશ**—અહીં શકુનિ પાંડવોની મહત્તા કબૂલ કરે છે.

**દંતશોગોને**—તે ક્યાં ક્યાં દંતશૂળ મારે છે તે.

**ગોગ્રહણ**—પૂર્વે શત્રુ સાથે યુદ્ધ કરવામાં ગાયોનું હરણ કરવું, એ એક સાધન ગણાતું. પોતાની ગાયો બીજો રાજા હરી જાય, એને દરેક રાજા મોટું અપમાન ગણતો.

**સાર્થવાહ**—રસાલો.

**રાક્ષસી રૂપે**—દુર્યોધન ગદાયુદ્ધમાં બહુ કુશળ હતો.

## અંક બીજો

**દસ્યુકર્મ**—લુંટફાટ, જુલમ વગેરે.

**સજજી**—સજી, સજ્જ કરી.

**ગોધા**—એ નામની વસ્તુ બાણ મારતી વેળા હાથે પહેરાતી.

**સ્યંદ**—રથ.

**વલય**—હાથનાં આભૂષણ. બાજુબંધ વગેરે.

**તોયે...વાની**—હસ્તને ઉદ્દેશવામાં આવ્યો છે, કારણ કે તે પોતાનો ધર્મ બજાવવાને બદલે તેથી ઉલટીજ પ્રવૃત્તિ રાખી રહ્યો છે.

**રેણુથી...જણાય છે**—ધુળને લીધે કાળી, ધોળી બધી ગાયો એકજ

રંગની-ધુળરંગી-દેખાતી હતી; પરંતુ સોળ પડેલી જગાએ તેમનો જૂદો રંગ દેખાતો હતો. ભાવાર્થ:-ઘણો માર પડ્યો હતો.

**મરણ...ધર્મ**—સમભાવના:-" **हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।** " ( ગીતાજી ૨, ૩૭. )

**પરોક્ષ રીતે**—જુઓ શ્લોક ૯૩ " મારા દ્રુપદ સાથ વંશ-ઉતર્યા સંબંધથી... "

**વિરલ ભય**—કે રખેને તેઓ મનોવૃત્તિને દાબી ન શકે અને ગુપ્ત વેશ ખુલ્લો થઇ જાય.

**ઉત્સાહ તો**—રાજાની આગળ યોદ્ધાએ આમ કહેવું ન જોઇએ.

**રણ-હવ...બાળે ?**—કોણ મરશે નહિ તે કહી શકાય નહિ.

**સુનિમિત્ત**—શુભ શકુન.

**ઇંદ્રના ખાંડવે...મેઘની**—પહેલાં બળના ખાંડવ વનમાં અર્જુને ધનુર્વિદ્યાના પ્રભાવથી વર્ષાદ પાડ્યો હતો તે પ્રસંગનો નિર્દેશ છે.

**નકી તે ટંકારો**—શસ્ત્ર ત્યજતી વખતે દ્રોણાચાર્યને આવા શબ્દો બોલતાં કોઇ દૂતે સાંભળ્યા હશે.

**તેજ ને અગ્નિ વંશો**—યાદવ-પાંડવ.

**રામ શરો**—પરશુરામ સાથે યુદ્ધ થયું હતું તે વિષે છે. રાજા વિરાટ અહીં અતિશયોક્તિ કરે છે. ભીષ્મને પરશુરામને હાથે મરણ પામતાં ગંગાજીએજ બચાવ્યા હતા.

**કલ્પવૃક્ષ સમું**—બાણુ વડે કોઇ પણ કાર્ય કરી શકે એવા.

**પિતૃભયે**—અર્જુનના નામથી ડરી જઇને.

**પ્રત્યંચા**—ધનુષની દોરી.

**પટુતા**-ચપળતા.

**યુવાન...દંડધારી**—આશ્લોકમાં વિરોધાભાસ છે જે યુવાન હોય તે તપસ્વી આશ્રમમાં ન હોય. જાતે ક્ષત્રિય છતાં બ્રાહ્મણનું રૂપ ધર્યું છે! રાજ્યો ન હોય, તો લક્ષ્મી ક્યાંથી ઝાઝી હોય? દંડ ગ્રહે છે, છતાં દંડધારી એટલે કોટવાલ નથી.

**વંશસ્મૃતિ**—પૂર્વજોનાં પરાક્રમની યાદગીરી.

**પરિભવ**—અપમાન, અવધીરણા.

**કીચકો ગયા**—કદાચ તેઓ પકડતે. બાકી રાજવીરોમાં તેને પકડે એવો બીજો કોઇ નથી.

**મારા દ્રુપદ...પૌત્ર એ**—જો કે અભિમન્યુ દ્રૌપદીનો પુત્ર ન હતો, પરંતુ એ સાવકાપણુંના ખ્યાલનો અભાવ બતાવે છે.

**તેવોજ...થાક લાગ્યો**—કદાચ અભિમન્યુએ તેની બાથમાંથી છૂટવાને પ્રયત્ન કર્યો હશે.

**વરૂ જેવું પેટ**—સંસ્કૃતમાં **तनिमार्जितोदरः** છે. અહીં વૃકોદર શબ્દનો અર્થ લીધો છે.

**પ્રિયતમસુત**—પ્રિય પુત્ર; અથવા પ્રિયતમ અર્જુન અને પુત્ર અભિમન્યુ. સંસ્કૃતમાં **दयितसुत** છે અને **दयित**ના પણ આજ પ્રમાણે બે અર્થ થાય છે.

**સુતહીણા**—કારણકે હાર પામેલો અભિમન્યુ આત્મઘાત કર્યા વિના રહેશે નહિ અને તેની પાછળ હું પણ તેમ કરીશજ એવી માન્યતાથી.

**પુત્રને આ**—આ પુત્રને. કારણ કે અભિમન્યુ દ્રૌપદીનો પોતાનો પુત્ર ન હતો.

**તમારે તેની સાથે**—વ્યાજોક્તિમાં કહે છે.

**બીજાનું બાણુ**—બાણને બીજે છેડે (પુંખે) સૈનિકો પોતાનું નામ લખતા. ત્રીજા અંકમાં તે સ્પષ્ટ થાય છે.

**શૌંડીર્ય**—બડાઇ.

તુરગ-અશ્વ.

**મધ્યમ પિતા**—કવિ ભાસે ભીમનેજ વચલો ભાઇ ગણ્યો લાગે છે. "મધ્યમ વ્યાયોગ" માં પણ તે એમજ લખે છે:—

"**मध्यमोऽहं क्षितेर्भद्र भ्रातृणामपि मध्यमः**" ૨૮

**એક હાથે ધરી**—આગળ ભીમસેન પુત્ર મુખે પોતાની પ્રશંસા સાંભળવા માટે અર્જુનને ધન્યવાદ આપી ગયોજ છે. અહીં પોતે પોતાની સ્તુતિ સાંભળે છે. આશ્ચર્ય તો એ છે કે હજુ એણે ગુપ્તવેશનો સ્ફોટ ન કરવા જેટલું ધૈર્ય રાખ્યું છે!

**રૂદ્રનું બાણુ**—ગાંડીવ. અર્જુન જ્યારે વનવાસ સમયે ઇંદ્ર પાસે સ્વર્ગમાં જવા નીકળ્યો ત્યારે શિવે માર્ગમાં તેની પરીક્ષા કરી પ્રસન્ન થઈ ગાંડીવ ધનુષ આપ્યું હતું.

**રૂદ્રનાં.... ભીમસેન આ**—આટલું સ્પષ્ટ થવા છતાં પાછળથી

સંસ્કૃતમાં રાજાને મુખે "**મૃદ્દગ્રાલે, પ્રવિશ સ્વમન્ત્ય-ન્તરમ્**।" એમ બોલાવ્યું છે. મને એ ક્લિષ્ટ લાગવાથી યોગ્ય ફેરફાર કર્યો છે.

**દ્વાદશ વર્ષ પૂર્વ**—ખરૂં જોતાં ત્રયોદશ જોઇએ.

**ઉત્તરા વિષેની વાત**—સંસ્કૃતમાં આ ભાગ ઘણો અસ્પષ્ટ લાગે છે. ગુજરાતીમાં જેમ તેમ સમજાવ્યું છે.

## અંક ત્રીજો.

**રમાપતિ**—વિષ્ણુના અવતાર શ્રીકૃષ્ણ.

**ધસ્યા શૂરા...ઝાલ્યો**—ચારે લીટીમાં જાણી જોઇ ગજ શબ્દ વાપર્યો છે.

**મુજ સુત ગણું**—કવિ ભાસે બીજા કવિઓની પેઠે દુર્યોધનનો ઘણો કાળો ચિતાર આપ્યો નથી. (જુઓ ઉપોદ્દઘાત.)

**નહિજ કુલવિરોધિ**—કેવી દુર્યોધનની મહાનુભાવતા!

**રિપુસુત...રિપુને**—અહીં 'રિપુ' શબ્દની પુનરૂક્તિથી વધારે ગૂઢ અર્થ સૂચવ્યો છે. સરખાવોઃ-

કાલે સવારે **સતી**એ જણેલો, હજુ સુધી તો દુધથી ભરેલો,
ચાલ્યો કરાવા **સતી**-ધર્મ ભંગ * * * *

(ઇંદ્રજીત વધ કાવ્ય. સ્વ. દો. કૃ. પંડયા.)

**ગર્ત**—ખાડો.

**પદાતિ**-પાયદળ.

**અલાત શો**—અલાતચક્ર ( firebrand ) જેવો. એક સળગતી વસ્તુને દોરીથી બાંધી ગોળ ફેરવતાં જે અગ્નિનું ચક્ર દેખાય છે તેનું નામ અલાતચક્ર. તેવીજ રીતે અભિમન્યુનો રથ એકજ હોવા છતાં તે એટલી ઝડપથી આખાં ક્ષેત્રમાં ફરી વળતો હતો કે તેના અનેક રથ છે એમ સર્વને લાગતું. ભાવાર્થ:-તેનો રથ ઘણાજ વેગવાળો હતો.

**ઓગીર**—હારનેસ-જીન, વગેરે. અશ્વનો સરંજામ. ( **आपस्कर** )

**છાકું ત્યાં તો**—કવિ અહીં ભારે અતિશયોક્તિ વાપરે છે.

**નીલાંબર**—હળધારી બળરામ.

**પુંખે**-મુકે છેડે.

**મારી પાસે અનુક્રમે**—પહેલા અંકમાં દ્રોણાચાર્ય ' ભીષ્મને પહેલું નમન થવું જોઇએ ' એમ દુર્યોધનને કહેછેજ.

**પ્રકાશે...હશે**—અહીં શકુનિ ફરિથી અર્જુનની મહત્તા કબૂલે છે. ( જુઓ શ્લોક ૪૩ )

**છે માર્ગ...ચાલવામાં**—કેવી આડકતરી રીતે અર્જુનની પ્રશંસા કરી છે !

**હર્ષ હૃદયમાં**—અંક અચાનક સમાપ્ત થતો લાગે છે !



ૐ શ્રી

મહા કવિ શ્રી ભાસ વિરચિત

# મધ્યમ વ્યાયોગ

( એક અંકી નાટક )

(નાંદીને અંતે સૂત્રધાર પ્રવેશે છે.)

**સૂત્રધાર—**

(વસંતતિલકા)

જેણે દીલો અસુરનારી તણાં ડુભાવ્યાં,
જે શ્યામ ચર્ણ અતિ નિર્મળ ખડ્ગ ભાસે;
ઉંચો થતાં રવિ તણો પુલ જે બન્યો'તો
(તે) હીરે-જડ્યો હરિ તણો પદ સર્વ રક્ષો! ૧

સમસ્ત પ્રેક્ષકજનોને એવી મારી વિજ્ઞાપના......!

(એટલામાં નેપથ્યે શોર સંભળાય છે, તેથી) અરે! પણ હું એ વિજ્ઞાપના કરૂં છું ત્યાં આ શો શોર સંભળાય છે?

(સાંભળવા પ્રયત્ન કરે છે.)

**નેપથ્યે:**—ઓ બાપરે! આ વળી કોણ? હો! હો!

**સુત્ર:**—હાં સમજાયું.

(અનુષ્ટુભ્)

કોલાહલ બતાવે છે, પીડાયે કોઇ બ્રાહ્મણ.
ભય મૂકી પીડે નક્કી કોઈ દુષ્કૃત દાનવ! ૨

(પુનઃ સાંભળવા પ્રયત્ન કરે છે.)

**નેપથ્યે**:—ઓ ઓ બાપુ, આ કોણ છે ?

**સુત્ર**:—હં હં. હવે તો સ્પષ્ટ સમજાયું. ( સાશ્ચર્ય આંગળીથી બતાવતાં ) આ અગ્નિ જેવો રાક્ષસ—*મધ્યમ પાંડવનો અને યજ્ઞનાં કાષ્ટ જેવી ભયંકર હિડિમ્બાનો પુત્ર-બિચારાં નિર્દોષ બ્રાહ્મણજનોને ત્રાસ આપે છે. હરિ ! હરિ ! આ સ્ત્રીપુત્રથી વિંટળાયલા બ્રહ્મદેવની સ્થિતિ પણ અતિ કરુણાજનક છે—

( વસંતતિલકા )

થાકયા તરૂણ સુત સાથ, સ્ત્રી સાથ, એવા
આ દ્વિજ પૂંઠ લઈ રાક્ષસ આ દમે છે.
તે-વાછડાં સહિત, ગાય સહિત જાણે
નંદી ફસ્યો થરથરે અતિ વાઘ પંજે. ૩

( બોલતાં બોલતાં જાય છે. )

---

* અત્રે અને અન્ય સર્વ સ્થળે જ્યાં જ્યાં ‘ મધ્યમ પાંડવ ’ શબ્દો વપરાયા હોય, ત્યાં ત્યાં ‘ મધ્યમ કૌંતેય ’ અર્થ સમજવો. ભીમસેન એ પાંડુ રાજાનો બીજો પુત્ર હતો કે ત્રીજો, તે વિષે કેટલાક સંસ્કૃત વેત્તાઓમાં હજુયે મતભેદ ચાલે છે. સામાન્ય રીતે ભીમસેન દ્વિતીય પાંડવ મનાય છે, એટલે એને ‘ મધ્યમ પાંડવ ’ તો નહિ, પરંતુ ‘ મધ્યમ કૌંતેય ’ ( એટલે કુંતીનો પુત્ર ) કહી શકાય. પરંતુ કવિ ભાસ સર્વત્ર ભીમને મધ્યમ પાંડવ રૂપેજ આલેખે છે.

# નાટચ પ્રારંભ

( ત્રણ પુત્ર તથા સ્ત્રીથી વિંટળાયલો વૃદ્ધ કેશવદાસ પ્રવેશે છે. તેની પાછળ ઘટોત્કચ આવે છે. )

**વૃદ્ધ કેશવદાસઃ**—(સભયાશ્ચર્ય) અરેરે ! આ તે કોણ હશે ? જેનાં—

( વસંતતિલકા )

છે બાલ ભાનુ કિરણો સમ કેશ છૂટા.
ને રક્ત નેત્ર દીસતાં ભ્રુકુટી ચઢયેથી.
છે મેઘ–વિજળી સમાનજ સૂત્ર કંઠે.
જાણે દીસે પ્રલયતત્પર રૂદ્ર જેવો ! ૪

**પ્રથમ પુત્રઃ**—ઓ રે ! આ તે કોણ ! એનાં—

( માલિની )

રવિ શશિ સમ નેત્રો ! સ્થૂલ વિસ્તીર્ણ છાતી !
શિર દીસતું સુનેરી ! રેશમી વસ્ત્ર પીળું !
શરીર વરણુ કાળો ! શ્વેત ને વક્ર દંષ્ટ્રા !
દીસતી નવ શશિની મેઘ છાઇ શી લેખા ! ૫

**દ્વિતીય પુત્રઃ**—ઓ ઓ રે ! આ તે કેવો દેખાય છે!

( માલિની )

હળ સમ અણીયાળું નાક, ને દંતશૂળો.
શૂંઢ સમ જડ બાહુ ! શ્યામ છે મેઘ જેવો.
ભય ભરી ઉભી મૂર્તિ અગ્નિની જ્વાળ જાણી
ત્રિપુરપુર–વિદારી શંભુના કોપ જેવી. ૬

**તૃતીય પુત્રઃ**—પિતાજી, આ કોણ આપણને પીડે છે?

( અનુષ્ટુભ્ )

વજ્ર જેવું પહાડોને, શ્યેન જેમ વિહંગને
સિંહ જેવો કુરંગોને—
( તેવો આ ) ખાવા આપણ ધાય છે. ૭

**બ્રાહ્મણીઃ**—આર્યપુત્ર ! આપણને આ કોણ સતાવે છે?

**ઘટોત્કચ્ચઃ**—ઓ બ્રાહ્મણ ! ઉભો રહે. ઉભો રહે. ક્યાં નાસીશ તું?

( વસંતતિલકા )

જોતાં મને વિણસતું તુજ ધૈર્ય સર્વ.
તો પત્ની પુત્ર તણું રક્ષણ શું કરે તું?
દેખી ગરૂડ રૂપ નાગણી નાગ બને.
નાસી જતાં, ત્યમ ધસી દ્વિજ ક્યાં જશે તું? ૮

**વૃદ્ધઃ**—પ્રિયે, નિર્ભય થાઓ ! પુત્ર, બ્હીશો નહિ. કારણ કે આનું બોલવું તો કાંઈ વિચારવાળું જણાય છે.

( સૌ ઉભા રહે છે )

**ઘટો**:—( સ્વગત ) અરેરે ! આ પણ દુઃખજ છે—

( ઉપજાતિ )

જાણું છું, સર્વત્ર અને સદાય
દ્વિજો ખરે આ જગમાં પૂજાય.
અકાર્ય છે આ તદપિ કરૂં છું
માતાની આજ્ઞાથી ત્યજીજ શંકા. ૯

( બ્રાહ્મણો પ્રતિ જોઇ રહે છે )

**વૃદ્ધ**:—( સ્ત્રી તરફ ફરીને ) પ્રિયે, કેમ હવે યાદ આવે છે કે ? ભગવાન જલક્લિન્ન મુનિયે કહ્યું હતું તે ?—કે આ અરણ્યમાં રાક્ષસોનો વાસ છે તેથી એમાંથી પસાર થતાં અત્યંત સાવચેતી રાખવી...હવે જોયું ને ? આ ભય તેમાંથીજ ઉત્પન્ન થયું છે. ( કપાળે હાથ દે છે. )

**બ્રાહ્મણી**:—કેમ ? પણ એટલામાં આપ ઉદાસીન થઇ ગયા ?

**વૃદ્ધ**:—ત્યારે હું હતભાગી શું કરૂં ?

**બ્રાહ્મણી**:—આપણે બૂમ પાડીને કોઇને બોલાવીએ........

**પ્રથમ**:—માતુશ્રી, અહીં તે કોને બોલાવીએ ?

( વંશસ્થ )

આ શૂન્ય ને ગાઢ તિમિર જેવડા
મહા પહાડોથી વિંટાયલે વને
ચરે અસંખ્યો પશુ પક્ષિ એકલાં.
મનસ્વીઓનાં તપને ઉચિત એ. ૧૦

વૃદ્ધ:—પ્રિયે, બ્હીશો નહિ. નિર્ભય થાઓ. ' મનસ્વીઓનાં તપને ઉચિત ' આ વન છે એટલું સાંભળતાંજ મારો ભય જતો રહ્યો છે. મને લાગે છે કે આટલામાંજ પાંડવોનો આશ્રમ હોવો જોઇએ. અને—

( વસંતતિલકા )

છે શસ્ત્રસજ્જ શરણાગત રક્ષવાને
એ દીનવત્સલ અને ધૃતિવાન યોદ્ધા.
(વળી) છે તે સમર્થજ ભયંકર કર્મવાળા
આવા રિપુ કુટિલને ઠીક દંડ દેવા. ૧૧

પ્રથમ:—પરંતુ પિતાજી, પાંડવો ત્યાં ન હશે.

વૃદ્ધ:—કેમ પુત્ર, તે તુ ક્યાંથી જાણે ?

પ્રથમ:—તેમના આશ્રમમાંથી આવતા એક બ્રાહ્મણે મને કહ્યું કે મહર્ષિ ધૌમ્યને આશ્રમે શતકુંભ નામનો યજ્ઞ જોવા તેઓ ગયા છે......

વૃદ્ધ:—( નિરાશાથી ) હાય ! ત્યારે તો આપાણું આવીજ બન્યું !

પ્રથમ:—પરંતુ પિતાજી, બધા ત્યાં ગયા નથી. આશ્રમના પરિપાલન માટે મધ્યમ પાંડવને રાખવામાં આવ્યો છે.

વૃદ્ધ:—હેં ? એમ છે તો સર્વ પાંડવો આપણી પાસેજ સમજવા.

પ્રથમ:—પરંતુ એ મધ્યમ પાંડવ પણ આ સમયે તો વ્યાયામ અર્થે દૂર ગયેલ હશે.

વૃદ્ધ:—અરેરે ! ત્યારે તો નિરાશાજ છે........હશે. પુત્ર હું એનેજ વિનવું છું.

પ્રથમ:—એ વ્યર્થ પરિશ્રમ શા માટે લ્યો છો ?

વૃદ્ધ:—એ વિનંતિ વ્યર્થ જશે એ તો ખરૂં. પરંતુ જોઇએ તો ખરા...........(ઘટોત્કચ તરફ ફરી, તેને ઉદ્દેશી) અરે, ઓ દાનવ, હવે તો અમારો છુટકો કરશે કે નહિ ?

ઘટો:—છુટકારો થાય, એક શરતે.

વૃદ્ધ:—શી શરતે ?

ઘટો:—મારે પૂજ્ય માતા છે. તેણે મને આજ્ઞા કરી છે કે મારા ઉપવાસના પારણા માટે આ વન પ્રદેશમાંથી કોઇ મનુષ્યને શોધી લાવ. તદનુસાર મેં તમને પકડ્યા છે, હવે—

(અનુષ્ટુભ્)

ઇચ્છે જો મોક્ષ તારો ને સદ્ગુણી પુત્ર પત્નીનો<br>
વિચારી જોર બંનેનું ભોગ દે એક પુત્રનો. ૧૨

વૃદ્ધ:—અરે, ઓ અધમ રાક્ષસ !

(અનુષ્ટુભ્)

અરે આ શું વદે પાપી ? કયમ તજું પુત્ર સદ્ગુણી ?<br>
ક્રૂરને ભોગ આપીને વૃદ્ધ ક્યાં પામું શાંતિ હું ? ૧૩

ઘટો:- પ્રાર્થનાથી ન માને જો પુત્ર દેવા, ભૂદેવ ઓ !<br>
આ ક્ષણે નાશ થાશે હો, તારો-તારા કુટુંબનો. ૧૪

વૃદ્ધ:—(વિચારને અંતે નિશ્ચય કરી) મારો તો આ નિશ્ચય છે—

( અનુષ્ટુભ )

કૃતકૃત્ય થયો હું છું. ભોગ મારે નથી ઉણા.
રાક્ષસાગ્નિ મહીં હોમું દેહ આ પુત્રને સટે. ૧૫

**બ્રાહ્મણી**:—આર્યપુત્ર ! એવું બોલશો મા. પતિવ્રતાનો ધર્મ પતિમાંજ સમાય છે. તો નિષ્ફળ જેવા થએલા આ મારા શરીરથી આપની તથા મારા કુલની રક્ષા થાય એમ હું ઇચ્છું છું.

**ઘટો**:—મારી માતાને સ્ત્રી મનુષ્ય જોઇતું નથી.

**વૃદ્ધ**:—ત્યારે હુંજ તારી સાથે આવીશ.

**ઘટો**:—( હસતાં ) હાસ્તો ! તું તો ખર્યું પાન કહેવાય. દૂર જા દૂર.

**પ્રથમ**:—( આગળ આવી ) પિતાજી, મારે કાંઇક કહેવું છે.

**વૃદ્ધ**:—શું છે બેટા ?

**પ્રથમ**—

( અનુષ્ટુભ )

સમર્પી પ્રાણને મારા વડીલો ઇચ્છું રક્ષવા.
કુળ રક્ષાર્થ તો તાત મોકલવો મુજને ઘટે. ૧૬

**મધ્યમ વા દ્વિતીય**:—વડીલ બંધુ, એમ ન બોલો. કારણ કે,

( અનુષ્ટુભ )

"જ્યેષ્ઠઃ શ્રેષ્ઠઃ કુલે લોકે" પ્રિય એ વળી પિતૃને.
ભાઇનો ધર્મ જોતાં તો અહીં મૃત્યુ મને ઘટે. ૧૭

**તૃતીય**:—( પ્રથમને ) મોટાભાઈ, એમ કહેશો નહિ. કારણ કે,

( અનુષ્ટુભ્ )

ગણે છે બ્રહ્મવાદીઓ જ્યેષ્ઠ બંધુ પિતા સમો.
ઘટે છે મુજને તેથી ગુરૂ-રક્ષાનું કાર્ય આ. ૧૮

**પ્રથમ**:—પરંતુ ભાઈ, એ તો અયોગ્ય થાય; કારણ કે,

( અનુષ્ટુભ્ )

પિતાને હોય આપત્તિ, ભાર તે જ્યેષ્ઠ પુત્રને;
જવાનું આજ છે મારે ગુરૂના પ્રાણ રક્ષવા. ૧૯

**વૃદ્ધ**:—મોટા, તે તું તો મને સૌથી વહાલો. તને હું કેમ છોડી શકું ?

**બ્રાહ્મણી**:—જેમ આપને મોટા વહાલો છે, તેમ મને નાનો છે.

**મધ્યમ**:—ત્યારે માબાપને અપ્રિય એવો હું કોને પ્રિય હઈશ ?

**ઘટો**:—(મધ્યમ પાસે જઈ) તું મને પ્રિય થઈશ. ચાલ તું મારી સાથે.

**મધ્યમ**:—

( અનુષ્ટુભ્ )

ધન્ય છે હા મને ! રક્ષું મારે ભોગે ગુરૂજનો.
બંધુના સ્નેહથી બાંધે કાળ શું સ્નેહ કોણ હ્યાં ? ૨૦

**ઘટો**:—( સ્વગત ) અહા ! આ બ્રાહ્મણપુત્રની પિતૃભક્તિ તો ખરેખર આશ્ચર્યજનક છે.

**મધ્યમ**:—પિતાજી, નમન કરૂં છું.

**વૃદ્ધ**:—આમ આવ. આમ આવ. બેટા,

( અનુષ્ટુભ્ )

પ્રાણ તારા વટાવીને રક્ષે, બાપુ, તું આ મને !
દુર્લભ અકૃતાર્થીનો બ્રહ્મલોક મળો તને ! ૨૧

મધ્યમ:—અનુગ્રહ થયો ... માતુશ્રી, વંદન કરું છું.

બ્રાહ્મણી:—જીવતો રહે બેટા.

મધ્યમ:—અનુગ્રહ થયો.........વડીલ ભાઈ નમસ્કાર કરું છું.

પ્રથમ:—આવ. ભાઈ આવ.

( અનુષ્ટુભ્ )

ભેટ ભેટ ભલા ગાઢ; સદ્ગુણો ભેટતા તને;
ભેટશે કીર્તિ તારી, આ સૃષ્ટિને, આ સુકાર્યથી. ૨૨

મધ્યમ:—અત્યુપકાર થયો ભાઈ.

તૃતીય:—( મધ્યમની પાસે આવી ) વડીલ ભાઈ, નમું છું.

મધ્યમ:—સુખી થાઓ.

તૃતીય:—બહુ અનુગ્રહ થયો.

મધ્યમ:—( ઘટોત્કચ પાસે જઇ ) ઓ મહાપુરુષ, મારે કંઇક કહેવું છે.

ઘટો:—બોલી દે. બોલી દે, એકદમ.

મધ્યમ:—પ્હણે દૂર અરણ્યની વચમાં પેલું જલાશય જેવું દેખાય છે. મારે કર્મે હવે પરલોક તો લખાયલોજ છે તો મૃત્યુ સમયે હું જરા ત્યાં જઇ મારી તૃષા મટાડું ?

ઘટોઃ—છોકરા, તારો ધર્મ ચૂકીશ નહિ. જા, મારી માતાના ભોજનની વેળા વીતી જાય છે. માટે વહેલો આવજે.

મધ્યમઃ—ઠીક............પિતાજી જાઉં છું. (જાય છે.)

વૃદ્ધઃ—(માથે હાથ દઇ રડતાં) હાય! હાય! લુંટાઇ મુઆ! અરેરે!......હાય!...........

(અનુષ્ટુભ્)

ત્રિશૃંગી ગિરિના જેવો વંશ મારો હું માનતો.
મધ્ય શૃંગ તુટયું! હાય! મન મારૂં બળી જતું! ૨૩

ઓ મારા તરૂણ પુત્ર......શું તું ગયોજ?

(ઉપજાતિ)

તરૂણતાને રૂપ યોગ્ય તું છે.
ધર્મિષ્ટ છે અધ્યયને ય ધ્યાની.
હા! પામશે નાશજ દૈત્યથી તું
હસ્તી શૂળે પુષ્પિત વૃક્ષ જેમ. ૨૪

ઘટોઃ—આ બ્રહ્મપુત્રને તો બહુ વાર લાગી હોં! અને માતુશ્રીનો ભોજન કાળ તો વ્યતીત થઇ જાય છે. હવે કરવું શું?... ...હાં સુઝયું. (વૃદ્ધને) ઓ બ્રાહ્મણ, તારા પુત્રને બોલાવ.

વૃદ્ધઃ—અરેરે! રાક્ષસને પણ ન છાજે એવાં તારાં નિર્દય વચનો મારા હૃદયને વિંધી નાંખે છે.

ઘટોઃ—(સ્વગત) આહ! એ તો ગુસ્સે થાય છે. (પ્રકાશ) શાંત

થાઓ. મહાશય ! એ તો મારો પ્રકૃતિદોષજ છે.........
ઠીક, તો હવે આપના પુત્રનું નામ શું ?

વૃદ્ધઃ—તે પણ તું મારી પાસેથી જાણી શકશે નહિ.

ઘટો:—સંભવિતજ છે.....( પ્રથમને ) એ બ્રાહ્મણકુમાર, તારા ભાઇનું નામ શું ?

પ્રથમ:—તપસ્વી મધ્યમ.

ઘટો:—' મધ્યમ ' એ નામ તો એને યોગ્યજ છે. હુંજ એને બોલાવીશ. ( સાદ કાઢી ) એ મધ્યમ ! એ મધ્યમ ! ઝટ આવ.

( એનો પહાડી કંઠ સાંભળી, પાસેજ ભમતો ભીમસેન ત્યાં આવી પહોંચે છે.)

ભીમ:—( સ્વગત ) અરે, એ કોનો સ્વર હશે ?

( ઉપજાતિ )

આ ઘોર ને પક્ષિ-રવે ભરેલું
અરણ્ય ગાઢું તરૂથી ગુંથેલું.
એવે વને શો સ્વર કારમો આ ?
ધનંજય શો સ્વર ગાજતો આ. ૨૫

ઘટો:—અરે ! બ્રાહ્મણકુમારને તો બહુ વાર લાગી. અને માતાનો આહાર-કાળ વીતી જાય છે. હવે શું કરૂં ?.....લાવ મોટેથી બૂમ પાડી જોઉં. ( મોટેથી ) એ મધ્યમ ! મધ્યમ ! દોડ. દોડ.

ભીમ:—અરે ! આ વનાંતરે કોણ મારા વ્યાયામ કાર્યમાં વિઘ્ન

નાંખે છે ! અને 'મધ્યમ મધ્યમ' કહી મને બૂમ પાડે છે !
હશે. લાવ જોઉં તો ખરો........(પૂઠ ફેરવતાં ઘટોત્કચને જોઇ) અહા, આ તો કોઇ દર્શનીય વ્યક્તિ દેખાય છે. એનાં—

(સ્રગ્ધરા)

દંષ્ટ્રા ને વક્ત્ર મોટાં ભયકર દીસતાં કેસરી ઘોર જેવાં.
નેત્રો છે દૈત્ય જેવાં મધુ સમ રૂધિરાં. ગર્જતો ઘોર કંઠ.
નાસા છે શ્યેન જેવી, પિંગલ ભ્રુકુટીઓ, કેશ છે ગાઢ લાંબા
દાઢી જાણે લગાડી દ્વિરદપતિ તણી. છાતિ છે સુવિશાળ—૨૬

વળી—

ચાલે ભાસે સુશોભી કરિવર સરીખો વજ્રની કેડ ધારી;
બાહુ લાંબા, ભરાઉ, વીર અતિ વિપુલ; સ્કંધ માંસે ભરેલા.
સીમા ભારી જણાયે અસુરબલ તણી—સત્ય છે એજ કાંકે
સાચે કો રાક્ષસીનો સુત નકી દીસતો પુત્ર શૂરા પિતાનો.—૨૭

**ઘટો:**—હજુ કેટલી વાર ? માતુશ્રીનો ભોજન કાળ તો આ વહી જાય છે......હવે તે શું કરૂં ? ......હજુ વધારે મોટેથી બૂમ પાડી જોઉં......ઓ મધ્યમ ! દોડ, ત્વરાથી દોડતો આવ.

**ભીમ:**—(પ્રગટ થઈ) અરે આ આવ્યો છુને.

**ઘટો:**—(ભીમને જોઈ ઝાંખો પડી જઇ) આ કંઇ તે બ્રાહ્મણકુમાર નહિ. (સ્વગત) પરંતુ આ પુરૂષ પણ અવલોકનીય છે. કારણ કે એનું—

( વસંતતિલકા )

છે રૂપ સિંહ સમ, તાડ સમાન બાહુ
આકર્ષતો હૃદયને મુજ સ્નેહી જેમ.

ત્યારે, શું એ—

વિષ્ણુ હશે કમલ પુષ્પ સમાન નેત્રો,
આછી કટી, ગરૂડ રંગી પ્રકાશ વાળા? ૨૮

(બીજી બાજુ ફરીને) ઓ મધ્યમ! હું તો તને બોલાવું છું.

**ભીમ**:—અને તેથીસ્તો હું **મધ્યમ** આવ્યો છું.

**ઘટો**:—શું ત્યારે આપ પણ મધ્યમ છો?

**ભીમ**:—નહિ ત્યારે? જો સાંભળ

( અનુષ્ટુભ્ )

†મધ્યમ હું ‡અવધ્યોનો §મધ્યમ અભિમાનીનો.
મધ્યમ પૃથ્વીનો યે હું. ભાઇ, મધ્યમ ભાઇમાં. ૨૯

**ઘટો**:—હશે. પછી?

**ભીમ**:—તે ઉપરાંત,

(અનુષ્ટુભ્)

મધ્યમ પંચભૂતોમાં, મધ્યમ પાર્થિવો વિષે,
મધ્યમ લોકમાં યે હું; સર્વ કાર્યેય મધ્યમ. ૩૦

---

† મધ્યમ=કટી, જે શરીરનો ટેકો છે.

‡ અવધ્યો=બ્રાહ્મણો.

§ મધ્યમ=મધ્ય+મ=કટીને મારી નાંખનાર=હરાવનાર.

**વૃદ્ધઃ**—( ભીમને જોઈ સ્વગત )

( અનુષ્ટુભ્ )

કહેતાં ‘મધ્યમ’ આવ્યો સ્હાયે કોંતેય મધ્યમ.
મૃત્યુ ગર્વ ધરી ઉઠ્યો, રક્ષવા અત્ર આપણુ. ૩૧

( એટલામાં દ્વિતીય પુત્ર આવી પહોંચે છે. )

**મધ્યમઃ**—( સ્વગત )

( અનુષ્ટુભ્ )

દીધું મેં આત્મનું પાણી, આચમન લેઇ તે સરે.
પદ્મપત્રે પડ્યા જેવું ઉજળું, મોંઘું તે જગે. ૩૨

( ઘટોત્કચની પાસે જઇ ) ઓ મહાકાય ! લ્યો આ હું આવ્યો.

**ઘટો**ઃ—હા. હવે તું ખરેખર આવ્યોઃ ચાલ મારી સાથે.

( જવા માંડે છે )

**વૃદ્ધઃ**—( ભીમની પાસે જઇ ) ઓ મધ્યમ ! આ બ્રાહ્મણ કુળનો નાશ થાય છે. રક્ષણ કરો. રક્ષણ કરો.

**ભીમઃ**—બ્હીશો નહિ. બ્હીશો નહિ. હું મધ્યમ આપને ચરણે છું.

( વૃદ્ધને નમન કરે છે. )

**વૃદ્ધઃ**—વાયુ પેઠે દીર્ઘાયુ થાઓ.

**ભીમઃ**—અનુગ્રહ થયો...આર્ય, આપને શાનો ભય છે ?

**વૃદ્ધઃ**—સાંભળો. કુરૂરાજ યુધિષ્ઠિર પહેલાં જ્યાં વસ્યા હતા, તે કુરૂના જાંગલ* પ્રદેશમાં આવેલા યૂપગ્રામમાં વસતો હું એક બ્રાહ્મણ છું.

---

*જાંગલ=એક જાતનો પ્રદેશ.

મારું નામ કેશવદાસ. ગોત્ર માઠરનું અને હું કલ્પશાખાનો અધ્વર્યું છું. ઉત્તર દિશામાં ઉદ્યામક ગ્રામમાં કૌશિક ગોત્રના યજ્ઞબન્ધુ નામે મારા મામા વસે છે. અને હું તેના પુત્રના ઉપનયન સંસ્કારમાં ભાગ લેવા માટે સ્ત્રી સહિત નીકળી પડ્યો છું.

**ભીમ**:—આપનો માર્ગ નિર્વિઘ્ન થાઓ......પછી?

**વૃદ્ધ**:—ત્યાર પછી મને અને મારા કુટુંબને

(માલિની)

સજલ ઘન સમા આ શામળા અંગવાળો
સુકમળ તણી પાંખો—પત્ર શાં નેત્રવાળો
મૃગપતિ સમ ચાલે, રાક્ષસી દાઢવાળો
ભય ત્યજી તવ સામે છે ઉઠ્યો મારવાને. ૩૩

**ભીમ**:—એમકે? ત્યારે તો આણેજ આ બ્રાહ્મણના માર્ગમાં વિઘ્ન નાંખ્યું છે!......કંઇ નહિ. હું એને અટકાવીશ......(ઘટોત્કચને) અલ્યા પુરૂષ! ઉભો રહે, ઉભો.

**ઘટો**:—આ ઉભો છું. (ઉભો રહે છે.)

**ભીમ**:—શા માટે આ બ્રાહ્મણને દુઃખ દે છે?

(અનુષ્ટુભ્)

નક્ષત્રો પુત્ર છે જેના, પત્ની સુચંદ્રિકા વળી.
બન્યો તું રાહુના જેવો વૃદ્ધ આ વિપ્રચંદ્રને. ૩૪

**ઘટો**:—'રાહુના જેવો' શું? 'રાહુ જાતેજ' કહોને!

**ભીમ**:—આહ, જો—

( અનુષ્ટુભ્ )

પુત્ર પત્ની તણી ચિંતા વૃદ્ધતાની અશક્તતા;
શુશ્રૂષા યે ક્ષમ્ય છે એના....મૂકી દે દ્વિજ શ્રેષ્ઠને. ૩૫

ઘટો:—( સગર્વ ) હું તો કાંઇ મૂકતો નથી.

ભીમ:—( સ્વગત ) અરે, આ તે કોનો પુત્ર હશે ?

( અનુષ્ટુભ્ )

ભાઇઓ સર્વ મારાના આણે ચોર્યા ગુણો દીસે;
બાલ ઉન્માદ જોતાં આ, સ્મરે છે અભિમન્યુનો. ૩૬

( પ્રકાશ ) ઓ ભલા માણુસ, મૂકી દે એને.

ઘટો:—તારે કહ્યે એને છોડીશ નહિ; એટલુંજ નહિ પણ,

( અનુષ્ટુભ્ )

પિતા મારા અહીં આવી સ્નેહથી છોડવા કહે,
તોય ના મૂકું આને હું; બદ્ધો છે માતૃ શાસને. ૩૭

ભીમ:—શું ? માતૃશાસનથી ? એમ ?......( સ્વગત ) આ છોકરો તો ગુરૂજનોની બહુ શુશ્રુષા કરતો જણાય છે ! ખરેખર,

( અનુષ્ટુભ્ )

માતા તો છે મનુષ્યોનું દેવતાનુંય દૈવત.
માતાની પાળતાં આજ્ઞા પામ્યા આવી દશા અમે. ૩૮

( પ્રકાશ ) ઓ પુરૂષ, મારે તને કાંઈ પૂછવું છે.

ઘટો:—બોલો જલદી શું છે ?

ભીમ:—તારી માતાનું નામ શું ?
ઘટો:—હિડિમ્બા નામની રાક્ષસી, જે

( અનુષ્ટુભ્ )

કુરૂના કુળના દીવા મહાત્મા પાંડુપુત્રને
વરી સૌભાગ્યને પામી—ચંદ્રની ચંદ્રિકાસમી. ૩૯

ભીમ:—( આત્મગત ) એએ—એમ ! હિડિમ્બાનો આ પુત્ર છે !......
ત્યારે તો એનો ગર્વ ઉચિતજ છે.

( અનુષ્ટુભ્ )

રૂપ, શક્તિ અને સત્વે પિતા જેવો દીસે પૂરો !
પરંતુ ક્રૂરતા ક્યાંથી પ્રજા પ્રત્યે ભરી દીસે ! ૪૦

( પ્રકાશ ) અરે ભાઈ એને છોડી દે.

ઘટો:—છોડવાની આશા રાખશો નહિ.
ભીમ:—( વૃદ્ધને ) ત્યારે તો ઓ બ્રાહ્મણ શ્રેષ્ઠ, તમારા પુત્રને બોલાવી
લ્યો. હું એની પાછળ જઇશ.
મધ્યમ:—ના ના, આપ ન જાઓ,; કારણ કે—

( અનુષ્ટુભ્ )

ત્યજ્યા છે પ્રાણ મારા મેં વડીલો માટ ક્યારના.
સુવા—રૂપ—ગુણોવાળા સુખે આપ વસો જગે. ૪૧

ભીમ:—બ્રાહ્મણકુમાર, એમ બોલશો મા. હું ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન
થયેલ છું. બ્રાહ્મણો મારે પૂજ્ય છે. એથીજ મારા શરીરનું

મૂલ્ય આપીને બ્રાહ્મણુ શરીર રક્ષવા ઇચ્છું છું.

ઘટો:—( સ્વગત ) હુંઅ ? આ તો ક્ષત્રિય છે ! તેથીજ આટલો અહંકાર રાખે છે.......કંઇ નહિ. હું એનેજ પકડીને લઇ જઇશ. ( પ્રકાશ ) કેમ આને કોણે અટકાવ્યો ?

ભીમ:—મેં

ઘટો:—શું તેં ?

ભીમ:—ત્યારે બીજા કોણે ?

ઘટો:—ત્યારે એને બદલે તુંજ આવી જા.

ભીમ:—આ તૈયાર છું......પરંતુ હું અતિ બળવાનને અનુસરતો નથી. માટે તારામાં શક્તિ હોય તો મને બળાત્કારે લઇ જા.

ઘટો:—( બાર દઇ ) ત્યારે તું મને ઓળખે છે કે !

ભીમ:—મારોજ પુત્ર——એટલું ઓળખું છું.

ઘટો:—શું કહ્યું ? શું ?...હું તારો પુત્ર ?

ભીમ—( સ્વગત ) એ કેવો ક્રોધાયમાન થઇ જાય છે ! ( પ્રકાશ ) શાંત થા. ભાઈ, શાંત થા. સર્વ પ્રજા ક્ષત્રિયોની સંતતિજ કહેવાય છે; માટેજ મેં એમ કહ્યું.

ઘટો:—હવે કેવું ભયભીતનું આયુધ ગ્રહણ કર્યું તેં !

ભીમ:— ( ઉપજાતિ )

સાચે કહું-હું ભયને ન જાણું;
એ પાઠ લેવા તવ પાસ ઇચ્છું.
રે બોલ એનું રૂપ હોય કેવું ?
ગુણાગુણો જોઇ કરીશ યોગ્ય. ૪૨

ઘટો:—આવ ત્યારે તને ' ભય 'ના દર્શન કરાવું. ચાલ પકડ આયુધ.

ભીમ:—આયુધ ?......તે તો લીધેલુંજ છેને ?

ઘટો:—કેવી રીતે ?

ભીમ:— (અનુષ્ટુભ્)

કાંચન સ્તંભ જેવો ને દુશ્મનોનો વિદારક
બાહુ દક્ષિણ આ મારે યોગ્ય શું શસ્ત્ર છે નહિ ? ૪૩

ઘટો:—એવું તો માત્ર મારા પિતા ભીમસેનને માટેજ સત્યજ હોઇ શકે ?

ભીમ:—ત્યારે એ ભીમ નામનો કોણ છે ?

(અનુષ્ટુભ્)

વિશ્વકર્તા, પ્રભુ, શંભુ, ઇંદ્ર, સ્કંદ અને યમ.
બોલ કોના સમો એમાં પિતા તારો હશે ખરે ? ૪૪

ઘટો:—સર્વના સમો.

ભીમ:—છટ્ જૂઠું બોલે છે તું.

ઘટો:—(સક્રોધ) શું કહ્યું ? હું જુઠું બોલું છું ?...એમ ? શું તું મારા વડીલને ગાળ દે છે ? તેમને બદનામ કરે છે ? ... ઉભો રહે તો આ મોટું ઝાડજ ઉપાડીને મારૂં છું. (ઝાડ ઉપાડીને ભીમસેન પર ફેંકે છે. પણ તેના પર અસર થતી નથી. તે જોઈ સ્વગત) ત્યારે શું આનાથી પણ મારવું શક્ય નથી ! ... હવે શું કરવું ?...હાં મને સુઝયું પેલા પર્વતનું શિખર ઉખેડીનેજ ઠોકું છું. (તેમ કરતાં, પ્રકાશ)

( અનુષ્ટુભ્ )

શૈલકૂટ છૂટચે મારૂં પ્રાણ નક્કી જશે તવ....

ભીમઃ-ક્રોધમાંયે કદિ વાઘ ગજે છં છેડવો નહિ. ૪૫

ઘટોઃ—( શૈલકૂટનો ઘા નિષ્ફળ જતો જોઇ સ્વગત ) અરે આનાથી પણ મારી શકાયું નહિ ! હવે શું કરૂં ?......હાં, યાદ આવ્યું. ( પ્રકાશ )

( અનુષ્ટુભ્ )

પૌત્ર છું દેવ વાયુનો. પુત્ર છું ભીમસેનનો.

આવી જા. કોણ છે સામો કુસ્તીમાં ભીમપુત્રની ? ૪૬

( આગળ ધસે છે. )

ભીમઃ—આ તત્પર છું. આવી જા.

( એમ કહી બંને યુદ્ધ કરે છે )

ઘટોઃ—( યુદ્ધમાં ભીમસેનને બાંધીને ) ઓ માનવી !

( માલિની )

બલધર મુજ બાહુ-બંધને કેમ છોડી

થઇ જઇશ છૂટો તું-હસ્તિ જે શંખલામાં ? ૪૭

ભીમઃ—( સ્વગત ) હેં ? આણે મને બાંધ્યોયે ખરો !......ઓ સુયોધન, શત્રુ-પક્ષ બળવાન થાય છે. સંભાળજે......( પ્રકાશ ) ઓ પુરૂષ ! જોજે હં.

ઘટોઃ—હું તો જોતોજ છું.

ભીમઃ—( આચકો મારી બંધ તોડી )

( માલિની-અર્ધ )

ત્યજ ત્યજ અભિમાન. શૌર્ય તારૂં દીઠું મેં !
કદી નહિ શ્રમ પામું ખેલતાં બાહુ-યુદ્ધ. ૪૭

**ઘટો:**—( સાશ્ચર્ય સ્વગત ) કેમ ? ત્યારે શું આ પણ નીષ્ફળ ગયું ? .....હવે શું કરવું ?......હં. ઠીક......માતૃકૃપાથી પ્રાપ્ત થએલો મારી પાસે માયા-પાશ છે. તે વડે એને બાંધીને લઇ જઇશ......પરંતુ જલ કયાં ?...એ ગિરિરાજ ! પાણી આપ. ......હં. પડયું ખરું પાણી!........(તે જલનું આચમન લઇ મંત્ર બોલી) એ માનવી !

(અનુષ્ટુભ્)

માયા-પાશે પડેલો તું નહિ છૂટો થઇ શકે.
દીપશે દામણે-બાંધ્યો ઈંદ્રના વાવટા સમો. ૪૮

( માયા-પાશથી બાંધે છે. )

**ભીમ:**—( પોતાને માયાપાશથી બંધાયલો જોઈ, સ્વગત ) શું ?... મને માયાથી બાંધ્યો પણ ખરો !......હવે મારે શો ઉપાય કરવો ?...( પ્રકાશ ) હં. મહેશ્વરનાં વરદાનથી મળેલો માયા પાશ મોક્ષનો મંત્ર મારી પાસે છે. તે હું જપીશ...પરંતુ પાણી કયાં ?......અરે એ બ્રાહ્મણકુમાર ! કમંડલુમાંથી પાણી આપ તો.

**મધ્યમ:**—આ રહ્યું પાણી.

( પાણી આપે છે. તે લઇ ભીમસેન આચમન કરી મંત્ર જપી માયાપાશને તોડે છે. )

**ઘટો:**—( સાશ્ચર્ય સ્વગત ) અરે ! પાશ પણ પડ્યો !...હવે તો હું હાર્યો. હવે શું કરવું ? ........( પ્રકાશ ) ઓ મહા પુરુષ ! તારી પ્રથમની શરત યાદ કર.

**ભીમ:**—( સ્વગત ) હવે આવ્યો ઠેકાણે. ( પ્રકાશ ) શરત કે ? હા. મને સ્મરણ છે તે. ચાલ, આગળ ચાલવા માંડ.

( બન્ને ચાલવા માંડે છે. )

**વૃદ્ધ:**—( ભીમસેનને જતો જોઇ ) પુત્રો ! હવે શું કરવું ?...આ વૃકોદર તો જાય છે—

( વસંતતિલકા )

સામર્થ્યવાન ગુણ–વીર્ય અથાગવાળા,
અગ્નિની ઝાળ સમ દાનવને હરાવી,
બિંદુ ધ્રુજાવી તન વૃષ્ટિ તણાં વિખેરી
નંદી પળે, ત્યમ વૃકોદર જાય છે આ. ૪૯

**ઘટો:**—( ભીમસેનને ) અરે માનવી ! તું અહીંજ ઉભો રહે. માતુશ્રીને હું તારૂં આગમન નિવેદન કરૂં છું.

**ભીમ:**—ઠીક જા.

( ઘટોત્કચ જવા માંડે છે. એટલામાં હિડિમ્બા ત્યાંજ આવે છે. )

**ઘટો**—( હિડિમ્બા પાસે જઇ ) માતુશ્રી, હું ઘટોત્કચ નમન કરૂં છું. આપની ઘણા દિવસની અભિલાષા પ્રમાણે હું આપના આહાર માટે મનુષ્ય લાવ્યો છું.

**હિડિ:**—ચિરંજીવ પુત્ર, કેવો મનુષ્ય આણ્યો છે ?

ઘટો:—ભગવતિ, તે નામેજ મનુષ્ય છે. શૌર્ય જોતાં નહિ.

હિડિ:—શું તે બ્રાહ્મણ છે ?

ઘટો:—બ્રાહ્મણ નહિ.

હિડિ:—ત્યારે તે વૃદ્ધ છે શું ?

ઘટો:—વૃદ્ધ પણ નહિ.

હિડિ:—શું ત્યારે તે બાલક છે ?

ઘટો:—બાલક પણ નથી.

હિડિ:—એમ છે તો જોવા દે મને. ( પાછું ફરતાંજ ત્યાં ભીમસેનને જોઇ ) શું તેં આ મનુષ્યને આણ્યા છે ?

ઘટો:—હા. કેમ ?...એ કોણ છે ?

હિડિ:—ગાંડા, એ તો સ્વયં દૈવત છે.

ઘટો:—હેં ? કોનું દૈવત ?

હિડિ:—તારૂં અને મારૂં.

ઘટો:—તે કેવી રીતે ?

હિડિ:—તે આ પ્રમાણે. ( ભીમસેન પાસે જઇ તેને નમન કરતાં ) જય જય, આર્યપુત્ર.

ભીમ:—( જોઇને ) આ વળી શું ? અયે દેવિ હિડિમ્બા !

( અનુષ્ટુભ્ )

ગુમાવી રાજ્યને સર્વે ભમંતા ગાઢ જંગલે
અમારો નષ્ટ કીધો તેં દેવિ ! સંતાપ રહેમથી. ૫૦

પરંતુ હિડિમ્બે, આમ કેમ કર્યું ?

**હિડિ**:—( કાનમાં ) એ તો આમનું આમજ.*

**ભીમ**:—( સહર્ષ ) જાતિએ તું રાક્ષસી છે. આચારમાં તેવી નહિ.

**હિડિ**:—( ઘટોત્કચને ) પુત્ર તારા પિતાને નમન કર.

**ઘટો**:—( નમન કરતાં ) પિતાજી, ધાર્તરાષ્ટ્ર રૂપી અરણ્યમાં દવાગ્નિ જેવો હું ઘટોત્કચ આપને પ્રણામ કરૂં છું. પુત્રનો ઉદ્દમાત ક્ષમા કરશો.

**ભીમ**:—આવ. આવ. પુત્ર, અજ્ઞાનમાં ઉદ્દમાત પણ રમ્ય લાગે છે. ( તેને આલિંગતાં ) તારા પિતાનું હૃદય પણ ધાર્તરાષ્ટ્ર રૂપી અરણ્યમાં દવાગ્નિ જેવો પુત્ર ઇચ્છે છે. પુત્ર અતિ બળવાન અને પરાક્રમી થજે.

**ઘટો**:—અનુગ્રહ થયો, પિતાજી.

**વૃદ્ધ**:—( સાશ્ચર્ય ) ત્યારે શું આ ભીમસેનનો પુત્ર છે?

**ભીમ**:—પુત્ર, આ ભગવાન્ કેશવદાસને પ્રણામ કર.

**ઘટો**:—( કેશવદાસને ) ભગવન્, અભિવંદન કરૂં છું.

**વૃદ્ધ**:—પિતાના જેવા ગુણ પરાક્રમ વાળો થા.

**ઘટો**:—અનુગ્રહ થયો.

**વૃદ્ધ**:—હે વૃકોદર ! તેં અમારા કુળનું રક્ષણ કર્યું, તેમજ તારા કુળનો ઉદ્ધાર કર્યો......હવે અમે જઇશું.

---

* આ સ્થળે ' હિડિમ્બા મનુષ્યને મારી ખાવા માટે નહિ, પરંતુ આપને મળવા માટેજ મેં આ યુક્તિ રચી હતી ' એમ ભીમસેનને કહે છે, એવી કલ્પના છે.

**ભીમ**:— (અનુષ્ટુભ)

કૃપાથી આપની ભગવન્, બન્યું છે શુભ આ બધું.
આશ્રમ આપણો પેલો....જરા ત્યાં થોભીને જશો. ૫૧

**વૃદ્ધ**:—જીવિતદાન વડેજ તેં અમારું આતિથ્ય કરી દીધું છે. માટે હવે તો જવુંજ યોગ્ય છે.

**ભીમ**:—તો ભલે. પધારો. પરંતુ પુનઃ સકુટુંબ દર્શન દેજો.

**વૃદ્ધ**:—ઠીક, એજ ઉત્તમ વિચાર છે.

(બ્રાહ્મણ કુટુંબ જાય છે)

**ભીમ**:—હિડિમ્બે, વત્સ ઘટોત્કચ, આમ આવો આપણે ભગવાન કેશવદાસને આશ્રમપદના દ્વાર સુધી વળાવી આવીએ...

(ઉપજાતિ)

નદી તણો જેમ પ્રભુ સમુદ્ર
આહુતિઓનો પ્રભુ જેમ અગ્નિ,
છે ઈંદ્રિયોનો મન જેમ સ્વામી,
ઉપેન્દ્ર, તેવો પ્રભુ તું અમારો. ૫૨

(સર્વ જાય છે.)

